કવિવર સમયસુંદરકૃત

# મૃગાવતીચરિત્ર ચોપઇ


સંપાદકો

શ્રી અગરચંદ નાહટા

ડૉ. રમણલાલ ચી. શાહ



પ્રકાશક

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય

ફુવારા સામે • ગાંધી માર્ગ • અમદાવાદ.

MRIGAVATICHARITRA CHOPAI
Edited by AGARCHAND NAHTA
and Dr. RAMANLAL C. SHAH
First Edition : 1978.

પ્રથમ આવૃત્તિ : માર્ચ ૧૯૭૮

કિંમત રૂ. ૧૧-૦૦

પ્રકાશક :
કાન્તિલાલ ગોવિંદલાલ શાહ,
ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય,
ફુવારા સામે, ગાંધી માર્ગ,
અમદાવાદ ૩૮૦ ૦૦૧

મુદ્રક :
ઠાકોરલાલ ગોવિંદલાલ શાહ,
શારદા મુદ્રણાલય, જુમ્મા
મસ્જિદ સામે, ગાંધી માર્ગ,
અમદાવાદ ૩૮૦ ૦૦૧

# નિવેદન

કવિવર સમયસુંદરકૃત 'મૃગાવતીચરિત્ર ચોપઈ'નું અમારું સંપાદન પ્રકાશિત થાય છે તે અમારા માટે ઘણા આનંદની વાત છે.

સમયસુંદરની આ અપ્રકાશિત કૃતિનું સંપાદન તો એક દાયકા પહેલાં અમે તૈયાર કરેલું, પરંતુ એ છપાય તે પહેલાં એના પ્રકાશક અને પ્રેસ બદલાયાં કર્યાં. વળી, આ રાસકૃતિ દેવનાગરી લિપિમાં છપાવવાના અમારા આગ્રહને કારણે મુંબઈ, પાલીતાણા અને અમદાવાદના પ્રેસ વચ્ચે એની પ્રેસકૉપી કેટલીયે વાર ગઈ અને પાછી આવી. કેટલુંક લખાણ ગુમ પણ થઈ ગયું અને નવેસરથી લખવું પડ્યું. વિલંબ વધતો જ જતો હતો એટલે દેવનાગરી લિપિનો આગ્રહ જતો કરવો પડયો. છેવટે, ગુજરાતી ટાઈપમાં એનું મુદ્રણકાર્ય કરીને એને પ્રકાશિત કરવાની જવાબદારી ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલયે સ્વીકારી અને અમારો ભાર હળવો થયો. આ પ્રકારના ગ્રંથોનું વેચાણ નહિ જેવું થતું હોય છે, એટલે આ ગ્રંથનું પ્રકાશન કરવા માટે અમે ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલયના શ્રી કાંતિભાઈ, શ્રી ઠાકોરભાઈ તથા શ્રી મનુભાઈના ઘણા આભારી છીએ.

આ રાસના સંપાદન માટે શ્રી અભય જૈન ગ્રંથાલય (બીકાનેર)ની બે હસ્તપ્રતોનો અમે ઉપયોગ કર્યો છે. હસ્તપ્રતોનો ઉપયોગ કરવાની સંમતિ આપવા બદલ શ્રી અભય જૈન ગ્રંથાલયના પણ અમે આભારી છીએ.

આશા રાખીએ છીએ કે આ રાસકૃતિ આ પ્રકારના સાહિત્યમાં રસ ધરાવતા વાચકવર્ગને ઉપયોગી નીવડશે!

– સંપાદકો

# શ્રી અગરચંદ નાહટાનાં પુસ્તકો

૧. વિધવા કર્તવ્ય
૨. રાજસ્થાનમેં હસ્તલિખિત ગ્રંથો કી ખોજ
૩. જસવંત ઉદ્યોત
૪. ધર્મવર્દ્ધન ગ્રંથાવલી
૫. જિનરાજસૂરિ કૃતિકુસુમાંજલિ
૬. પીરોદાન ગ્રંથાવલી
૭. જિનહર્ષ ગ્રંથાવલી
૮. દંપતીવિનોદ
૯. સભાશૃંગાર
૧૦. પ્રાચીન કાવ્યોંકી રૂપપરંપરા
૧૧. અષ્ટ પ્રવચનમાતા સજઝાય સાર્થ
૧૨. પંચભાવના સજઝાય સાર્થ
૧૩. બીકાનેર કે દર્શનીય જૈન મંદિર
૧૪. ભક્તમાળ ( રાઘવદાસકૃત )
૧૫. ઐતિહાસિક જૈન કાવ્યસંગ્રહ
૧૬. લીલી બાંદીકા ઝઘડા
૧૭. શિક્ષાસાગર
૧૮. રુકમણી મંગલ
૧૯. મરુગુર્જર કાવ્ય
૨૦. રાજસ્થાની કાવ્યકથા સંગ્રહ ૧—૨

## સંપાદનો (અન્ય સાથે)

૧. યુગપ્રધાન જિનચંદ્રસૂરિ
૨. દાદા શ્રી જિનકુશલસૂરિ
૩. મણિધારી ચંદ્રસૂરિ
૪. દાદા શ્રી જિનદત્તસૂરિ
૫. જ્ઞાનસાર ગ્રંથાવલી
૬. રત્ન પરીક્ષા
૭. સીતારામ ચોપાઈ
૮. શ્રીમદ્ દેવચંદ્ર સ્તવનાવલી
૯. વીશલદેવ રાસ
૧૦. પ્રાચીન ગુર્જર રાસસંચય
૧૧. બીકાનેર જૈન લેખસંગ્રહ
૧૨. છીતાઈ ચરિત્ર

( આ ઉપરાંત ભિન્નભિન્ન સામાયિકોમાં તથા પ્રસ્તાવના રૂપે પ્રગટ થયેલા સેંકડા લેખો છે જે હજુ ગ્રંથસ્થ થયા નથી. )

# ડૉ. રમણલાલ ચી. શાહનાં પુસ્તકો

**એકાંકી**

શ્યામ રંગ સમીપે

**જીવનચરિત્ર**

ગુલામોના મુક્તિદાતા

**પ્રવાસ – શોધસફર**

એવરેસ્ટનું આરોહણ
ઉત્તરધ્રુવની શોધસફર (હવે પછી)

**સાહિત્ય - વિવેચન**

ગુજરાતી સાહિત્યનું રેખાદર્શન
૧૯૬૨ નું ગ્રંથસ્થ વાઙ્મય
નરસિંહ પૂર્વેનું ગુજરાતી સાહિત્ય

**સંશોધન - સંપાદન**

નલ - દવદંતી રાસ (સમયસુંદર કૃત)
જંબૂસ્વામી રાસ (યશોવિજયજી કૃત)
કુવલયમાળા (ઉદ્દ્યોતનસૂરિ કૃત)

**સંક્ષેપ**

સરસ્વતીચન્દ્ર ભાગ–૧ (પાઠયસંક્ષેપ)

**ધર્મ - તત્ત્વજ્ઞાન**

જૈન ધર્મ
जैन धर्म (હિંદી આવૃત્તિ)
जैन धर्म (મરાઠી આવૃત્તિ)
બૌદ્ધ ધર્મ
Sharman Bhagawan Mahavir & Jainism

**સંપાદનો (અન્ય સાથે)**

મનીષા, શ્રેષ્ઠ નિબંધિકાઓ, શબ્દલોક, ચિંતનયાત્રા,
નીરાજના, અક્ષરા, અવગાહન, જીવનદર્પણ વગેરે.

# અનુક્રમ

# પ્રસ્તાવના

## કવિવર સમયસુંદર

મધ્યકાલીન ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરનાર સમર્થ જૈન કવિઓમાં સમયસુંદરનું સ્થાન વિશિષ્ટ છે. ઈ. સ. ના સોળમા શતકના ઉત્તરાર્ધમાં અને સત્તરમા શતકના પૂર્વાર્ધમાં થઈ ગયેલા આ જૈન સાધુ કવિએ ગુજરાતી સાહિત્યમાં વિવિધ પ્રકારનો ફાળો આપ્યો છે. વિદ્વાન સાહિત્યકાર તરીકે તેમ-જ તપસ્વી સાધુ તરીકે તેમણે ઉચ્ચ પ્રકારની પ્રતિષ્ઠા પોતાના સમયમાં મેળવી હતી.

સમયસુંદરના જીવન વિશે, એમણે પોતે રચેલા ગ્રંથોને આધારે, તેમજ એમના શિષ્યોએ રચેલી કૃતિઓને આધારે કેટલીક માહિતી મળે છે. સમયસુંદરનો જન્મ મારવાડમાં સાચોરની પ્રાગ્વાટ ( પોરવાડ ) વણિક જ્ઞાતિમાં થયો હતો. એમની માતાનું નામ લીલાદેવી હતું અને એમના પિતાનું નામ રૂપસિંહ હતું. પોતાના જન્મસ્થાન વિશે કવિએ પોતે પોતાની એક કૃતિ 'સીતારામ ચોપાઈ'ના છઠ્ઠા ખંડની ત્રીજી ઢાલમાં આ પ્રમાણે ઉલ્લેખ કર્યો છે :–

મુજ જનમ શ્રી સાચોરમાંહી, તિહાં ચ્યાર માસ રહ્યાં ઉચ્છાહિ;
તિહાં ઢાલ એ કીધી એકે જ, કહે સમયસુંદર ધરી હેજ.

કવિના કવનકાળ તેમ જ કાળધર્મ (અવસાન)ના સમય વિશે જેવાં નિશ્ચિત પ્રમાણો મળે છે તેવાં તેમના જન્મસમય કે બાલ્યકાળ વિશે મળતાં નથી. પરંતુ અન્ય ઉલ્લેખો પરથી એ વિશે કંઈક અનુમાન કરી શકાય છે. સમયસુંદરનો સૌથી પહેલો ગ્રંથ તે **'ભાવશતક'**. સંવત ૧૬૪૧ માં રચાયેલા આ સંસ્કૃત ગ્રંથમાં તેમણે મમ્મટના કાવ્યપ્રકાશનું અધ્યયન કરી ધ્વનિ વગેરે સૂક્ષ્મ વિષયોની ૧૦૦ શ્લોકમાં ચર્ચા કરી છે. વળી આ ગ્રંથમાં કવિ પોતાને 'ગણિ સમયસુંદર' તરીકે ઓળખાવે છે. ગહન વિષય, સંસ્કૃતમાં રચના અને 'ગણિ'નું પદ બતાવે છે કે આ ગ્રંથની રચના તેમણે પુખ્ત ઉંમરે પહોંચ્યા પછી જ કરી હશે. સં. ૧૬૪૧ માં તેઓ 'ગણિ' હતા, અને આપણે જાણીએ છીએ કે દીક્ષા લીધા પછી 'ગણિ'પદ પ્રાપ્ત કરવા માટે ચારપાંચ વર્ષ નહિ, પણ ઓછામાં ઓછાં આઠદસ વર્ષની અખંડ સાધનાની અને અવિરત અભ્યાસની

આવશ્યકતા છે. તેમાં પણ 'ભાવશતક' જેવા ગ્રંથની રચના કરવા માટે તો અલબત્ત, ઊંડા અભ્યાસ અને તલસ્પર્શી જ્ઞાનની અપેક્ષા રહે જ છે. એટલે સમયસુંદરે દીક્ષા સં. ૧૬૩૦ ની આસપાસ લીધી હોય તો જ આ શકય બને છે.

બાળવયે દીક્ષા લઈ પંદરવીસ વરસની ઉંમરે સાધુ તરીકે, તેમજ સંસ્કૃત–પ્રાકૃતના અઠંગ અભ્યાસી અને પ્રખર સાહિત્યકાર તરીકે ઉચ્ચ પ્રકારની સિદ્ધિ દાખવનારી કેટલીક વિરલ વિભૂતિઓ આપણને જોવા મળે છે. જો એ પ્રમાણે સમયસુંદરની બાબતમાં હોય તો તેમણે પણ વીસબાવીસ વર્ષની ઉંમરે 'ભાવશતક'ની રચના કરી હોય અને સાધુ તરીકે 'ગણિ'નું પદ મેળવ્યું હોય એમ માની શકાય. પરંતુ એમની બાબતમાં તેમ બન્યું હોય એમ માનવું સંભવિત લાગતું નથી, કારણ કે તેમણે દીક્ષા બાળવયે નહિ, પણ પંદરવીસ વર્ષની ઉંમરે લીધી હતી. સમયસુંદરના જ શિષ્ય વાદી હર્ષનંદને લખ્યું છે તે પ્રમાણે સમયસુંદરે 'નવ યૌવન ભર સંયમ સંગ્રહ્યો જી, સઇ હથે શ્રી જિનચંદ'. વાદી હર્ષનંદને જ્યારે 'નવયૌવન'નો સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે ત્યારે સમયસુંદરે આઠદસ વર્ષની બાળવયે નહિ, પણ પંદરવીસ વર્ષની તરુણાવસ્થામાં દીક્ષા લીધી હશે એવું અનુમાન કરીએ તો ખોટું નથી. એ પ્રમાણે દીક્ષા સમયે એમની ઉંમર ઓછામાં ઓછી ૨૦ વર્ષની કલ્પીએ, તો એમનો જન્મ સં. ૧૬૧૦ ની આસપાસ થયો હશે એમ માની શકાય. દીક્ષા સમયની એમની ઉંમર પ્રમાણે આ જન્મસમય આગળપાછળ મૂકી શકાય. યુગપ્રધાન આચાર્ય શ્રી જિનચંદ્રસૂરિએ પોતાને હાથે કવિને દીક્ષા આપી હતી અને પોતાના પ્રથમ શિષ્ય સકલચંદ્ર ગણિના શિષ્ય તરીકે એમને જાહેર કરી, એમનું 'સમયસુંદર' નામ રાખ્યું હતું.

## અભ્યાસ અને પ્રગતિ

પોતાની કૃતિઓમાં સમયસુંદરે કે એમને અંજલિ અર્પતાં ગીતોમાં એમના શિષ્યોએ એમના જન્મનામનો કયાંય ઉલ્લેખ કર્યો નથી. એટલે સાધુતાનો અંગીકાર કરી સમયસુંદર બનતાં પહેલાં એમનું બાળપણનું નામ શું હતું એ વિશે કશું જાણવા મળતું નથી.– વસ્તુતઃ એક વખત દીક્ષા લઈ સંસારીપણાનો ત્યાગ કરનાર જૈન સાધુઓને પોતાનું મૂળ નામ જણાવવાની ભાગ્યે જ ઇચ્છા થાય છે. દીક્ષા લેતાં પહેલાં સમયસુંદરે કંઈ અભ્યાસ કર્યો હતો કે નહિ એ વિશે પણ કોઈ ચોક્કસ નિર્દેશ મળતો નથી. મારવાડ, અને તેમાંયે સાચોર જેવા પછાત ગામમાં અભ્યાસ માટે તેમને બહુ અનુકૂળતા મળી હોય

એ સંભવિત નથી. દીક્ષા પછી અભ્યાસ માટે તેમને ઘણી તક મળી હતી એમ એમના લખાણ પરથી જાણી શકાય છે.

સમયસુંદરે પોતાનો અભ્યાસ વિશેષતઃ વાચક મહિમરાજ (પછીથી જેઓ શ્રી જિનસિંહસૂરિ તરીકે ઓળખાતા હતા) અને સમયરાજ ઉપાધ્યાય પાસે કર્યો હતો. એટલે જ તેઓ તેમને બંનેને પોતાના વિદ્યાગુરુ તરીકે 'ભાવશતક' અને 'અષ્ટલક્ષી' નામની પોતાની કૃતિઓમાં ઓળખાવે છે. *

'ભાવશતક', 'અષ્ટલક્ષી' અને એવા બીજા વિદ્વત્તાભર્યા ગ્રંથો જોતાં લાગે છે કે કવિએ વાચક મહિમરાજ અને સમયરાજ ઉપાધ્યાય પાસે બેસીને કાવ્યો, ટીકાઓ અને ધર્મશાસ્ત્રોનો ઘણો ઊંડો અભ્યાસ કર્યો હશે. કવિનાં ઉચ્ચ અભ્યાસ, તીક્ષ્ણ બુદ્ધિ, અસાધારણ પ્રતિભા અને તપસ્વી તથા સંયમી સાધુજીવન જોઈને આચાર્યશ્રી જિનચંદ્રસૂરિએ તેમને સં. ૧૬૪૦ના મહા સુદ પાંચમને દિવસે 'ગણિ'નું પદ આપ્યું હતું.

ત્યાર પછી સમ્રાટ અકબરના આમંત્રણને માન આપી જ્યારે આચાર્ય શ્રી જિનચંદ્રસૂરિ સં. ૧૬૪૮માં લાહોર ગયા ત્યારે તેમની સાથે ગયેલા બીજા ૩૧ સાધુઓમાં સકલચંદ્રગણિ, મહિમરાજ, સમયસુંદર વગેરે પણ હતા. તે સમયે સમયસુંદરે '**राजानो ददते सौख्यम्**'– આઠ અક્ષરના આ વાક્યના આઠ લાખ અર્થ કરી બતાવી, પોતાની 'અષ્ટલક્ષી' કૃતિ વડે અકબર બાદશાહને ખુશ કર્યા હતાં. સં. ૧૬૪૯માં ફાગણ સુદ બીજને દિવસે શ્રી જિનચંદ્રસૂરિએ સમયસુંદરને લાહોરમાં વાચનાચાર્યનું પદ આપ્યું હતું. (એ જ વખતે આચાર્યશ્રીએ વાચક મહિમરાજને આચાર્યની પદવી આપી શ્રી જિનસિંહસૂરિ એવું નામ આપ્યું હતું) એટલે જ આ સમય પછી લખાયેલી 'સાંબપ્રદ્યુમ્ન પ્રબંધ' 'ચાર પ્રત્યેક બુદ્ધનો રાસ,' 'મૃગાવતીચરિત્ર' વગેરે કૃતિઓમાં સમયસુંદર પોતાને 'વાચક સમયસુંદર' તરીકે ઓળખાવે છે. આ સમય દરમ્યાન સમયસુંદરે ગુજરાતી ભાષામાં રાસ, પ્રબંધ, ગીતો, સ્તવનો, છત્રીસી, વગેરે પ્રકારનાં કાવ્યો પણ લખવાં શરૂ કરી દીધાં હતાં.

---

* श्री महिमराजवाचक–वाचकवर–समयराजपुण्यानाम् ।
मद्विद्यैकगुरूणां प्रसादतो सूत्रशतकमिदम् ॥ (भावशतक)
श्रीजिनसिंहमुनीश्वर–वाचकवर–समयराज–गणिराजाम् ।
मद्विद्यैकगुरूणामनुग्रहो मेऽत्र विज्ञेयः ॥ (अष्टलक्षी)

વાચનાચાર્યની પદવી પછી વીસએકવીસ વર્ષે સમયસુંદરને પાઠક એટલે કે ઉપાધ્યાયની પદવી મળી હતી. આચાર્યશ્રી જિનસિંહસૂરિએ લવેરા મુકામે એમને આ પદવી આપી હતી એમ રાજસોમ કવિ નોંધે છે.* પરંતુ કઈ સાલમાં આ પદવી એમને આપવામાં આવી એનો ઉલ્લેખ કર્યો નથી. જો કે સમયસુંદરની કૃતિઓ પરથી એ સાલ નક્કી કરવામાં બહુ મુશ્કેલી નડતી નથી. સં. ૧૬૭૨ અને ત્યાર પછી રચાયેલી બધી જ કૃતિઓમાં કવિ પોતાને પાઠક કે ઉપાધ્યાય તરીકે ઓળખાવે છે. જેમકે સં. ૧૬૭૨ માં રચાયેલ 'સિંહલસૂત પ્રિયમેલક રાસ'ને અંતે તેઓ લખે છે :

જયવંતા ગુરુ રાજીયા રે, શ્રી જિનસિંહસૂરિ રાય ।
સમયસુંદર તસુ સાનિધિ કરી રે, ઈમ પભણઈ ઉવઝાય રે ॥

સં. ૧૬૭૩માં લખાયેલા 'નલ-દવદંતી રાસ'ને અંતે કવિ લખે છે :

ઉવઝાય ઈમ કહઈ સમયસુંદર, કીયઉ આગ્રહ નેતસી ।
ચઉપઈ નલદવદંતી કેરી; ચતુર માણુસ ચિતવસી ॥

સંવત ૧૬૭૨ પહેલાંની કોઈ પણ કૃતિમાં સમયસુંદરે પોતાને માટે પાઠક કે ઉપાધ્યાયના પદનો ઉલ્લેખ કર્યો નથી. એટલે સં. ૧૬૭૧માં એમને ઉપાધ્યાયની પદવી મળી હશે એમ માની શકાય.

એમના કેટલાક શિષ્યોએ તેમનો મહોપાધ્યાય તરીકે ઉલ્લેખ કર્યો છે. આચાર્યશ્રી જિનસિંહસૂરિના કાળધર્મ પામ્યા પછી (સં. ૧૬૮૦ પછી), એમના ખરતરગચ્છમાં વયોવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ અને આટલા લાંબા દીક્ષાપર્યાયવાળા ફક્ત તેઓ જ હતા. એટલે ગચ્છની પરંપરા પ્રમાણે ઉપાધ્યાયપદમાં તેઓ મોટા હોવાથી તેમને મહોપાધ્યાયનું પદ આપવામાં આવ્યું હોય એ અત્યંત સ્વાભાવિક છે.

સાધુ તરીકે સમયસુંદરને જુદે જુદે સ્થળે ફરવાનું અને ચાતુર્માસ દરમ્યાન સ્થિર થવાનું બનતું. એમણે પોતે પોતાની કેટલીક કૃતિઓમાં એમના રચના-સ્થળનો ઉલ્લેખ કર્યો છે, અને કેટલાંક તીર્થોમાં ત્યાં ને ત્યાં જ એની સ્તુતિ માટે ગીતો, સ્તવનોની રચના કરેલી છે. આ પરથી તેઓ ક્યાં ક્યાં વિચરેલા હતા અને ચાતુર્માસ નિમિત્તે ક્યાં ક્યાં સ્થિર થયેલા હતા તેની સ્પષ્ટ માહિતી

---

* જુગપ્રધાન જિનચંદ સ્વયંહસ્ત વાચક હો પદ લાહોરે દિયો;
શ્રી જિનસિંહસૂરિંદ સહેર લવેરે હો, પાઠક પદ દીયો.
રાજસોમકૃત 'સમયસુંદરજી ગીતમ્.'

મળી રહે છે. તેમણે સિંધ, પંજાબ, ઉત્તર પ્રદેશ, રાજસ્થાન, સૌરાષ્ટ્ર અને ગુજરાતમાં ધર્મોપદેશ અર્થે વિચરણ કર્યું હતું. તેમાંયે ખાસ કરીને રાજસ્થાન અને ગુજરાતમાં તેઓ વિશેષ રહ્યા હતા, અને જીવનનાં અંતિમ વર્ષોમાં તો તેઓ ગુજરાતમાં જ સ્થિર રહ્યા હતા.

જુદા જુદા પ્રદેશમાં ફરવાને લીધે તેમણે તે તે પ્રદેશની ભાષા પર સારો કાબૂ મેળવી લીધો હતો, વળી તેમનામાં પોતાના ગચ્છની કે ધર્મની સંકુચિતતા બિલકુલ નહોતી. એથી એમના ઉપદેશની અનેક લોકોના જીવન પર સારી અસર થઈ હતી. એમના તેજસ્વી જીવનનો પ્રભાવ હિંદુ અને મુસલમાન અધિકારી વર્ગ પર પણ ઘણો સારો પડ્યો હતો. એમના કેટલાક શિષ્યો નોંધે છે તે પ્રમાણે અહિંસાનો કેટલેક સ્થળે અસરકારક પ્રચાર કરી પ્રાણિહિંસા અટકાવી હતી. તેઓ જ્યારે સિંધમાં હતા ત્યારે ત્યાંનો અધિકારી મખનૂમ મુહમ્મદ શેખ કાજી તેમની પવિત્ર વાણીથી મુગ્ધ અને પ્રભાવિત થયો હતો. સમયસુંદરના ઉપદેશથી એણે આખાય સિંધપ્રાન્તમાં ગૌવધ, પંચનદીમાં જલચરની અને અન્ય પ્રાણીની હિંસા ન કરવા માટે અભયની ઉદ્‌ઘોષણા કરી હતી. એવી જ રીતે જેસલમેર, કે જ્યાં સાંઢનો વધ થતો હતો ત્યાં એના અધિપતિ રાવલ ભીમજીને સદુપદેશ આપી વધ બંધ કરાવ્યો હતો. મંડોવર અને મેડતાના અધિપતિઓને પણ એવી રીતે અહિંસાનો ઉપદેશ આપી તેમણે હિંસા અટકાવી હતી. *

---

* શીતપુર માંહે જિણ સમઝાવિયો,
મખનૂમ મહમદ સેખોજી,
જીવદયા પરા પડહ ફેરાવિયો,
રાખી ચિહુંખંડ રેખોજી,
—કવિ દેવીદાસકૃત ગીત.

સિદ્ધપુર માંહિ શેખ મહમ્મદ મોટો હો,
જિણ પ્રતિબોધીયો,
સિંધુ દેશ માંહે વિશેષ ગાયાં છોડાવી હો,
તુરકે મારતી.
—રાજસોમકૃતગીત.

સિંધુ વિહારે લાભ લિયઉ ઘણો રે,
રંજી મખનૂમ સેખ,
પાંચે નદિયાં જીવદયા ભરી રે,
રાખી ધેનુ વિશેષ.
—હર્ષનંદનકૃત ગીત.

# શિષ્યપરિવાર

સમયસુંદરનો શિષ્યપરિવાર વિશાળ હતો. એમણે પોતે પોતાના ગ્રંથોની પ્રશસ્તિમાં કે પોતાના કેટલાક શિષ્યોના કરેલા ઉલ્લેખો પરથી અને બીજા કેટલાક ગ્રંથોમાં મળતા અન્ય ઉલ્લેખો પરથી માનવામાં આવે છે, કે એમના લગભગ ૪૨ શિષ્યો હતા, અને એ શિષ્યોના પણ શિષ્યો સાથે એ સમુદાય એથી યે વધારે વિશાળ બન્યો હતો. કેટલાક શિષ્યો અત્યંત વિદ્વાન અને સમર્થ સાહિત્યકાર હતા. કેટલાક શિષ્યોએ સમયસુંદરને ટીકા લખવામાં કે સંશોધન કરવામાં સહાય પણ કરેલી. વાદી હર્ષનંદન એમના મુખ્ય શિષ્ય હતા. એમણે નાનામોટા બારેક ગ્રંથોની રચના, સંસ્કૃતમાં, બહુધા કરેલી છે. ૧૮ અધ્યાયમાં લખેલી 'મધ્યાહ્નવ્યાખ્યાનપદ્ધતિ' કે ચાર વિભાગમાં આપવામાં આવેલી સંખ્યાબંધ કથાઓને લીધે કથાકોષ જેવી બનેલી 'ઋષિમંડળટીકા' એમની મહત્ત્વપૂર્ણ કૃતિઓ છે. સહજવિમલ, મેઘવિજય, મેઘકીર્તિ, મહિમાસમુદ્ર વગેરે શિષ્યોએ પણ કેટલીક વિદ્વત્તાપૂર્ણ કૃતિઓની રચના કરી છે.

સમયસુંદરે સુદીર્ઘ આયુષ્ય ભોગવ્યું હતું. દીક્ષા પછી નાની વયથી જ એમનું જીવન સંયમી અને તેજસ્વી બન્યું હતું. સાધુ તરીકે અને સાહિત્યકાર તરીકે એમણે એક પછી એક સિદ્ધિઓ મેળવી અને પોતાના ચારિત્ર્યને તથા વ્યક્તિત્વને ખૂબ ખીલવ્યું. પોતાની વિદ્વત્તા, ગુણગ્રાહકતા અને ઉદારતાને લીધે તેઓ માત્ર પોતાના ગચ્છના જ નહિ, પણ સમગ્ર જૈન સમાજના સર્વમાન્ય સાધુ બની ગયા હતા. આમ છતાં, તેમને ઉત્તરાવસ્થાનાં છેલ્લાં થોડાંક વર્ષોમાં, વૃદ્ધાવસ્થાની પરાધીનતાને લીધે માનસિક પરિતાપ વેઠવો પડ્યો હતો. એનું એક કારણ સં. ૧૬૮૭માં ગુજરાતમાં પડેલો ભયંકર દુકાળ હતો. આ દુકાળનું સમયસુંદરે પોતે 'સત્યાસીયા દુષ્કાળવર્ણન છત્રીસી'માં આબેહૂબ વર્ણન કરી, તત્કાલીન પરિસ્થિતિનો સાચો ચિતાર આપી, એથી પોતાના જીવન પર પડેલી અસર પણ બતાવી છે. અન્નને ખાતર, પાપી પેટને ખાતર માણસને સગાઈ, શરમ અને ધર્મનો પણ ત્યાગ કરાવે એવી એ સમયની પરિસ્થિતિ હતી. પતિ પત્નીને મૂકીને ખાય, પત્ની પતિને મૂકીને ખાય, માતા પોતે ખાય પણ પુત્રને ન આપે, અને પુત્ર માતા વિના એકલો ખાય એવી તે સમયની સ્થિતિ હતી. અન્ન વિના ટળવળી મરેલા માણસોના મૃતદેહો ઘેર ઘેર પડ્યા હતા. એવે વખતે સાધુઓની સ્થિતિ ઘણી જ કફોડી થઈ ગઈ હતી. પહેલાં જે લોકો ખૂબ ભક્તિભાવ અને આગ્રહપૂર્વક સાધુઓને પોતાને ઘેર અન્ન વહોરવા લઈ

જતા હતા, તે હવે પાંચ–છ ધક્કા ખાવા છતાં, કશું આપતા નહિ. જ્યાં માણસો સાધુને જોઈને બારણું જ બંધ કરી દેતા, ત્યાં અન્ન વહોરાવવાની તો વાત જ ક્યાંથી ? આવા દુકાળમાં સાધુઓ પોતાના ગ્રંથો, પાત્ર અને વસ્ત્ર વેચીને પણ ખાવાનું મેળવે એવી પરિસ્થિતિ સાધારણ બની ગઈ હતી. અલબત્ત, સાધુઓ માટે એ અનાચરણ જ કહેવાય, તેમ છતાં એકમાત્ર જીવવાની ઇચ્છાને કારણે કેટલાય સાધુઓ એ પ્રમાણે આચરણ કરતા થઈ ગયા હતા, અને સમયસુંદર પણ પોતાના શિષ્યોને તેમ કરતાં અટકાવી શક્યા નહિ.

દુકાળને કારણે સાધુઓમાં આવેલા આવા અનાચરણથી કવિને ઘણું દુ:ખ થયું. સાધુજીવનમાં એક વખત પ્રવેશેલી શિથિલતા ચાલુ રહે કે વધે નહિ એ માટે એમણે પોતે મન મક્કમ કર્યું અને સં. ૧૬૯૧ માં એમણે ‘ક્રિયોદ્ધાર’ કરી પોતાનું સાધુજીવન પરિશુદ્ધ કર્યું.

સમયસુંદરના ઉત્તરાવસ્થાના માનસિક પરિતાપનું બીજું કારણ એમના શિષ્યો હતા. સત્યાસીના દુકાળ વખતે એમના કેટલાક શિષ્યો એમનાથી વિમુખ બની ગયા હતા, કેટલાક તેમને છોડીને ચાલ્યા ગયા હતાં. શિષ્યોમાં પણ અંદર અંદર કલહ થવા લાગ્યો હતો. પોતાની લગભગ એંસી વર્ષ જેટલી ઉંમર થવાને લીધે દરેક વાતે તેમને પોતાના શિષ્યો પર આધાર રાખવો પડતો. જે શિષ્યોને તૈયાર કરવામાં એમણે અસાધારણ ભોગ આપ્યો હતો તે જ શિષ્યો એમની આજ્ઞાનું પાલન પણ રાજીખુશીથી કરવા તૈયાર નહોતા. અને કવિને પાકટ ઉંમર અને જર્જરિત દેહને કારણે લાચારીથી શિષ્યો કહે તેમ કરવું પડતું હતું. સમયસુંદરનું આ માનસિક દુ:ખ જેવુંતેવું નહોતું. એમણે પોતે એક કાવ્યમાં પોતાનું આ દુ:ખ નિખાલસપણે વર્ણવ્યું છે. *

---

* ચેલા નહીં તઉ મ કરઉ ચિંતા,
દીસઈ ઘણે ચેલે પણિ દુ:ખ;
સંતાન કરંમિ હુઆ શિષ્ય બહુલા,
પણિ સમયસુંદર ન પાયઉ સુખ,

* * *

જોડ ઘણી વિસ્તરી જગત મઈ,
પ્રસિદ્ધિ થઈ પાતસાહ પર્યન્ત;
પણિ એકણિ વાત રહી અણૂરતિ,
ન કિયઉ કિણ ચેલઈ નિશ્ચિન્ત.

સમયસુંદરને પોતાની વૃદ્ધાવસ્થાને લીધે તથા શારીરિક નબળાઈને લીધે હવે વધારે વિહાર-સ્થળાંતર કરવાનું ફાવે તેમ નહોતું. તેઓ તે સમયે ગુજરાતમાં વિહાર કરતા હતા. સં. ૧૬૯૬ થી તેઓ અમદાવાદમાં સ્થિર થઈ ગયા. આ સમય દરમ્યાન તેમની લેખનપ્રવૃત્તિ ચાલુ જ હતી. પણ હવે તે કંઈક મંદ પડી ગઈ હતી. સં. ૧૭૦૦ માં 'દ્રૌપદી ચોપાઈ'ની રચના કર્યા પછી છેલ્લાં ત્રણેક વર્ષમાં તેમણે કોઈ મોટી કૃતિની રચના કરી નથી. લગભગ જીવનના અંત સુધી આત્મકલ્યાણ અને સાહિત્યની ઉપાસના કરતાં કરતાં પોતાનો અંતસમય સમીપ જણાતાં અનશન કરીને સં. ૧૭૦૩ ના ચૈત્ર સુદી તેરસને દિવસે તેઓ કાળધર્મ પામ્યા. એમના એક પ્રશિષ્ય કવિ રાજસોમે એમના અવસાનનો ઉલ્લેખ એમને અંજલિ આપતા એક ગીતમાં કર્યો છે :-

અણસણ કરી અણગાર, સંવત સત્તર હો સય બીડોત્તરે,
અહમદાવાદ મઝાર, પરલોક પહુંતા હો ચૈત્ર સુદિ તેરસે.

આમ સમયસુંદરે લગભગ નેવું વર્ષનું આયુષ્ય ભોગવ્યું. કદાચ બેત્રણ વર્ષ વધારે હશે, પણ ઓછાં નહિ. અવસાનનાં ત્રણેક વર્ષ પહેલાં એમણે 'દ્રૌપદી ચોપાઈ' જેવા સુદીર્ઘ કાવ્યની રચના કરી હતી, એ બતાવે છે કે વૃદ્ધાવસ્થામાં પણ એમણે લેખનપ્રવૃત્તિ ચાલુ રાખી હતી.

## સાહિત્ય-સેવા

સમયસુંદરની સાહિત્યસેવા વિપુલ તથા ઉચ્ચ કોટિની છે. તેમણે સંસ્કૃત, પ્રાકૃત તેમજ ગુજરાતી ભાષામાં કૃતિઓની રચના કરી છે. તેમણે વ્યાકરણ, ટીકા, કાવ્યલક્ષણ, છંદ, ન્યાય, જ્યોતિષ, શાસ્ત્રચર્ચા, સિદ્ધાંતચર્ચા, અનેકાર્થ સાહિત્ય, ઇતિહાસ, પ્રબંધ, રાસ-ચોપાઈ, સંવાદ, બાલાવબોધ, ચોવીસી-છત્રીસી, સ્તવન, સઝઝાય, ગીત વગેરે તે સમયના સાહિત્યપ્રકારો ઠીક ઠીક પ્રમાણમાં ખેડ્યા છે. ગીત, સઝ્ઝાય, સ્તવનાદિ સેંકડો નાની નાની કૃતિઓ ઉપરાંત તેમણે સંસ્કૃતમાં લગભગ વીસેક અને ગુજરાતીમાં ત્રીસેક મોટી કૃતિઓ લખેલી છે. અલબત્ત, આ બધું જ સાહિત્ય એકસરખી ઉચ્ચનું કક્ષાનું તો ન જ હોઈ શકે. તેમ છતાં એમણે જે સાહિત્યનું સર્જન કર્યું છે તે જોતાં એક વિદ્વાન અને સમર્થ પંડિત તરીકે અને ઉચ્ચ કક્ષાના એક સાહિત્યકાર તરીકે તો એમની પ્રતીતિ અવશ્ય થાય છે જ.

સંસ્કૃત ભાષામાં કવિએ ભાવશતક (સં. ૧૬૪૧,) રૂપકમાલા અવચૂરિ (સં. ૧૬૬૩), કાલિકાચાર્યકથા (સં. ૧૬૬૬), સમાચારીશતક (સં. ૧૬૭૨),

વિશેષશતક (સં. ૧૬૭૨), વિચારશતક (સં. ૧૬૭૬), વિસંવાદશતક (સં. ૧૬૮૫), વિશેષસંગ્રહ (સં. ૧૬૮૫), ગાથાસહસ્રી (સં. ૧૬૮૬), જયતિહુયણ વૃત્તિ (સં. ૧૬૮૭), દશવૈકાલિકટીકા (સં. ૧૬૯૧), રઘુવંશટીકા (સં. ૧૬૯૨), વૃત્તરત્નાકર વૃત્તિ (સં. ૧૬૯૪) અને બીજી કેટલીક નાનીમોટી કૃતિઓની રચના કરી છે. કવિની આ પ્રવૃત્તિ એમના સમગ્ર સર્જનકાળમાં વિસ્તરેલી હતી એ તે કૃતિઓની રચનાસાલ પરથી જોઈ શકાય છે.

ગુજરાતી ભાષામાં સમયસુંદરે વિશેષતઃ રાસ-ચોપાઈ, સ્તવન, સઝ્ઝાય, ચોવીસી-છત્રીસી, ગીત વગેરે પ્રકારો ખેડ્યા છે. ગુજરાતીમાં પણ એમનું સર્જન અત્યંત વિપુલ છે અને એમને એક ઉત્તમ રાસકાર અને ગીતકાર તરીકે પ્રતિષ્ઠા અપાવે છે. એમણે સં. ૧૬૪૧ માં સંસ્કૃતમાં ભાવશતકની રચના કરી ત્યાર પછી લગભગ દોઢ દાયકા સુધી એમણે મોટા ગ્રંથરૂપે ખાસ કંઈ વિશિષ્ટ સર્જન કર્યું હોય એમ લાગતું નથી, અથવા જો કંઈ સર્જન કર્યું હોય તો તે ઉપલબ્ધ નથી. ગુજરાતીમાં એમની મોટી કૃતિઓ, વહેલામાં વહેલી સં. ૧૬૫૮ ની આસપાસ રચાયેલી મળી આવે છે. એમણે સાંબપ્રદ્યુમ્ન ચોપાઈ (સં. ૧૬૫૯), ચાર પ્રત્યેક બુદ્ધ રાસ (સં. ૧૬૬૫), મૃગાવતી રાસ (સં. ૧૬૬૮), સિંહલસુતપ્રિયમેલક રાસ (સં. ૧૬૭૨), પુણ્યસાર (સં. ૧૬૭૩), નલદવદંતી ચોપાઈ (સં. ૧૬૭૩), સીતારામ ચોપાઈ (સં. ૧૬૭૭?), વલ્કલચીરી રાસ (સં. ૧૬૮૧), વસ્તુપાલ-તેજપાલ રાસ (સં. ૧૬૮૨), શત્રુંજય રાસ (સં. ૧૬૮૩), બાર વ્રત રાસ (સં. ૧૬૮૫), થાવચ્ચા ચોપાઈ (સં. ૧૬૯૧), ક્ષુલ્લક કુમાર રાસ (સં. ૧૬૯૪), ચંપક શ્રેષ્ઠિ ચોપાઈ (સં. ૧૬૯૫), ગૌતમપૃચ્છા ચોપાઈ (સં. ૧૬૯૫), ધનદત્ત ચોપાઈ (સં. ૧૬૯૫), પુંજા ઋષિ રાસ (સં. ૧૬૯૮), દ્રૌપદી ચોપાઈ (સં. ૧૭૦૦) વગેરે રાસ અથવા ચોપાઈ લખ્યાં છે. રાસ અને ચોપાઈ એ બે શબ્દો ઘણી વાર એકબીજાના પર્યાય તરીકે પ્રયોજાતા હોવાથી એમણે કોઈક કૃતિને રાસ તરીકે ઓળખાવી હોય છે, તો કોઈક કૃતિને ચોપાઈ તરીકે ઓળખાવી હોય છે. એમણે વીસ કરતાં વધુ રાસ લખ્યા છે. એમાં વસ્તુપાલ-તેજપાલ રાસ, ક્ષુલ્લક કુમાર રાસ, પુંજા ઋષિનો રાસ વગેરે કેટલાક રાસ સો-સવાસો પંક્તિના નાના કદના છે, તો કેટલાક હજાર-બેહજાર પંક્તિના મોટા કદના રાસ પણ છે. તેમાં 'સીતારામ ચોપાઈ' નામનો રાસ મોટામાં મોટો છે, જે નવ ખંડમાં લગભગ ૩,૭૦૦ પંક્તિમાં લખાયેલો છે.

સર્જનાત્મક સાહિત્યમાં સમયસુંદરે રાસ અને ગીતમાં ઉચ્ચ પ્રકારની સિદ્ધિ મેળવી છે. ભાષાની સુકુમારતા, વર્ણનોની તાદૃશતા અને આલેખનની

સચોટતા સાથે એમણે રાસનું સર્જન કર્યું છે. એમાં એમની ઉચ્ચ કવિપ્રતિભા પ્રસંગે પ્રસંગે ઝળકી ઊઠે છે. સીતારામ ચોપાઈ અને દ્રૌપદી ચોપાઈ જેવા એમના રાસ તો મહાકાવ્યની કોટી સુધી પહોંચે એ પ્રકારના થયેલા છે.

સમયસુંદરે લખેલાં ગીતોની સંખ્યા હજાર કરતાં યે વધારે છે. જુદે જુદે સમયે, જુદે જુદે સ્થળે લખેલી આ નાની નાની રચનાઓ બધી જ હજુ એકત્રિત થઈ શકી નથી. જે મળે છે એમાં કેટલીક તો સમયસુંદરના પોતાના હસ્તાક્ષરમાં લખાયેલી મળે છે, ગીતોમાં પણ એમણે ભાસ, સ્તવન, સોહલા, ચન્દ્રવલા, પર્વગીત, મહિમાગીત, વધાઈ વગેરે ઘણા પ્રકારો ખેડયા છે. ગીતોમાં લયવૈવિધ્ય શબ્દમાધુર્ય, અભિનવ પ્રાસસંકલના, ભિન્ન ભિન્ન રાગરાગિણી અને લોકપ્રિય ઢાળો તથા કવિની ઉત્કટ સંવેદનશીલતાની આપણને પ્રતીતિ થાય છે. કવિનાં ગીતોનું વૈવિધ્ય એટલું અપાર છે કે "સમયસુંદરનાં ગીતડાં, ભીંતો પરનાં ચીતરાં" કે કુંભા રાણાએ બંધાવેલાં બેનમૂન મંદિરો અને મકાનોના શિલ્પ-સ્થાપત્યનો પાર પામવો એ અઘરું છે, તેમ સમયસુંદરનાં ગીતોનો પાર પામવો એ પણ અઘરું છે, એમ કહેવાતું. એમનાં કેટલાંક ગીતો, સઝાયો, સ્તવનો વગેરે તો અત્યાર સુધી જૈન લોકોમાં પ્રચલિત રહ્યાં છે.

સમયસુંદરની વિદ્વત્તાની અને બહુશ્રુતતાની પ્રતીતિ એમના અનેકાર્થગ્રંથો અને ટીકાગ્રંથો પરથી થાય છે. એમનો 'અષ્ટલક્ષી' ગ્રંથ અનેકાર્થ સાહિત્યમાં અદ્વિતીય છે. એમ કહેવાય છે કે એક વખત સમ્રાટ અકબરની વિદ્યાસભામાં કોઈકે જૈન આગમો વિશે કટાક્ષમાં કહ્યું : '**एगस्स सुत्तस्स अनंतो अत्थो**' એટલે કે એક સૂત્રના અનંત અર્થ થાય છે. આ કટાક્ષનો જવાબ આપવા માટે સમયસુંદરે અકબર પાસેથી થોડો સમય માગ્યો અને '**राजानो ददते सौख्यम्**' એ આઠ અક્ષરોના આઠ લાખ અર્થ કરીને 'અર્થરત્નાવલી' નામના ગ્રંથની રચના કરી અને સં. ૧૬૪૯ ના શ્રાવણ સુદ ૧૩ની સાંજે કાશ્મીરવિજય માટે અકબરે જ્યારે શ્રીરાજ-શ્રી રામદાસની વાટિકામાં પ્રથમ પ્રવાસ કર્યો ત્યારે રાજાઓ, સામન્તો અને વિદ્વાનોની સમક્ષ સમયસુંદરે આ ગ્રંથ અકબર બાદશાહને એ વાટિકામાં વાંચી સંભળાવ્યો અને બતાવી આપ્યું કે પોતાના જેવો એક સામાન્ય માણસ પણ જો એક અક્ષરના એક લાખ અર્થ કરી શકે છે તો સર્વજ્ઞની વાણીના અનંત અર્થ થાય એમાં નવાઈ શી ? સમયસુંદરની આ કૃતિથી અકબર બાદશાહ તથા બીજા રાજાઓ, સામંતો અને વિદ્વાનો ખૂબ

પ્રભાવિત થયા. અકબરે પોતે એ ગ્રંથને પ્રમાણભૂત ઠરાવી સમયસુંદરના હાથમાં મૂક્યો. પાછળથી આ ગ્રંથનું નામ સમયસુંદરે 'અષ્ટલક્ષી' રાખ્યું હતું. *

સમયસુંદરને ઘણી ભાષાઓ આવડતી હતી. તેઓ ગુજરાત, રાજસ્થાન, ઉત્તર હિંદ, સિંધ અને પંજાબમાં ફરેલા હતા. એટલે સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ ઉપરાંત ગુજરાતી, મારવાડી, હિંદી, સિંધી અને પંજાબી ભાષા પર એમણે સારું પ્રભુત્વ મેળવ્યું હતું. મુસલમાનોના સંપર્કને લીધે ફારસી ભાષાનો પરિચય પણ તેમણે મેળવી લીધો હતો. આથી તેઓ એ બધી ભાષામાં કવિતા લખવાની શક્તિ ધરાવતા હતા. સિંધી અને પંજાબી ભાષા કરતાં ગુજરાતી, મારવાડી અને હિંદી ભાષામાં તેમણે વધારે કૃતિઓ લખી છે. કેટલીક કૃતિઓમાં પ્રયોગ ખાતર તેમણે સંસ્કૃત અને પ્રાકૃત, ગુજરાતી અને સંસ્કૃત, ગુજરાતી અને સિંધી ભાષાનું મિશ્રણ કર્યું છે. મૃગાવતી ચોપાઈના ત્રીજા ખંડની નવમી ઢાલ એમણે સિંધી ભાષામાં લખી છે. અડધી પંક્તિ હિંદી અને અડધી સંસ્કૃતનું તેમણે કરેલું મિશ્રણ પણ જુઓ :—

भलूं आज भेटयुं, प्रभो पादपद्मं
फली आस मोरी, नितान्त विपद्मम् ।
गयूं दुःख नासी, पुनः सौम्यदृष्टया
थयुं सुख झाझं यथा मेघवृष्टया ॥

સમયસુંદર સંગીતના અચ્છા જાણકાર હતા. ભિન્ન ભિન્ન રાગરાગિણીઓમાં એમણે રાસ તથા ચોપાઈની ઢાળો અને વિશેષતઃ ગીતોની જે રચના કરી છે તે પરથી સહેજે સમજાય છે કે સંગીત પર એમનું પ્રભુત્વ કેવું હતું. રાગરાગિણી ઉપરાંત તત્કાલીન લોકપ્રિય દેશીઓનો પણ એમણે બહોળા પ્રમાણમાં ઉપયોગ કર્યો છે અને પોતે પણ કેટલાક નવા ઢાળો પ્રચલિત કર્યા હતા. આનંદઘન, ઋષભદાસ, નયસુંદર વગેરે કવિઓએ સમયસુંદરની દેશીઓનો અને ધ્રુવપંક્તિઓનો ઉપયોગ કર્યો છે એ પરથી એ પ્રતીત થાય છે.

---

* આ ગ્રંથનું સંપાદન પ્રો. હીરાલાલ કાપડિયાએ કર્યું છે. એ શેઠ દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર સંસ્થા તરફથી 'અનેકાર્થરત્નમંજૂષા'ના નામે ૧૯૩૩માં પ્રગટ થયો છે.

સમયસુંદરના સમકાલીન કવિ ઋષભદાસે સં. ૧૬૭૦માં રચેલા 'કુમારપાલ રાસ'માં સમયસુંદરની પ્રશંસા કરતાં લખ્યું છે:

સુસાધુ હંસ સમયો સુરચંદ, શીતલ વચન જિમ શારદ ચંદ
એ કવિ મોટા બુદ્ધિ વિશાલ, તે આગલિ હું મુરખ બાલ.

જે સમયે સમયસુંદરનું સાહિત્ય હજુ સર્જાઈ રહ્યું હતું એ સમયે ઋષભદાસે કરેલા આ ઉલ્લેખ પરથી ખાતરી થાય છે કે સમયસુંદરે એમના પોતાના સમયમાં જ ઘણી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી લીધી હતી.

સમયસુંદર ખરેખર અસાધારણ ઉચ્ચ પ્રતિભા ધરાવનાર પ્રખર વિદ્વાન, સમર્થ સાહિત્યકાર, પ્રતિભાશાળી કવિ અને તેજસ્વી સાધુ હતા.

# મૃગાવતીચરિત્ર ચોપાઈ

કવિવર સમયસુંદર ૧૭મા સૈકાના એક સમર્થ રાસકવિ છે. તેમણે જે ભિન્નભિન્ન રાસકૃતિઓની રચના કરી છે તેમાં 'મૃગાવતીચરિત્ર ચોપાઈ' એ પણ એક અત્યંત મહત્ત્વની કૃતિ છે. આ કૃતિની રચના કવિએ સં. ૧૬૬૮માં સિંધમાં મુલતાનનગરમાં કરી હતી. કવિએ પોતે રાસની અંતિમ ઢાળમાં નિર્દેશ કર્યો છે તે પ્રમાણે તે સમયે મુલતાનનગરમાં બે ભવ્ય જિનાલયો હતાં. તેમાં એકમાં મૂળનાયક શ્રી સુમતિનાથ ભગવાનનાં અને બીજામાં મૂળનાયક તરીકે શ્રી પાર્શ્વનાથ ભગવાનનાં પ્રતિમાજી બિરાજમાન હતાં. કવિ લખે છે :

'સિહર બડા મુલતાણ વિસેષા, કાન સુણ્યા અબ દેખ્યા એ,
સુમતિનાથ શ્રીપાસ જિણંદા મૂળનાયક સુખકંદા એ.

એ સમયે સિંધનું મુલતાનનગર ઘણું સુપ્રસિદ્ધ હતું. ત્યાં જૈનોની વસતિ પણ સારા પ્રમાણમાં હોવી જોઈએ. તે સમયે ત્યાં વસતા એક શ્રેષ્ઠી જેસલમેરા શ્રાવક, કરમચંદ રીહડના આગ્રહથી કવિએ પોતે આ રાસની રચના કરી છે એવો નિર્દેશ પણ તેમણે રાસમાં કર્યો છે. જુઓ :

'સિંધૂ શ્રાવક સદા સોભાગી ગુરુ ગચ્છકા બહુ રાગી એ;
જાણુ શ્રાવક તે જેસલમેરા મરમ લહઈ ધ્રમ કેરા એ,
કરમચંદ રીહડ જાણીતા સાહે સદા વદીતા એ
તસુ આગ્રહ કરિ એ ગ્રંથ કીધા, નામ મોહણવેલ દીધા એ.

કવિએ આ કૃતિની રચના કરીને એને 'મોહનવેલ' એવું અપરનામ પણ આપ્યું છે. આ રાસની રચના કરતાં પહેલાં કવિએ બીજી કેટલીક રાસ–કૃતિઓની પણ રચના કરી છે, જેમાંથી 'શાંબપ્રદ્યુમ્ન'ની ચોપાઈ અને 'ચાર પ્રત્યેક બુદ્ધની ચોપાઈ'નો નિર્દેશ કવિએ પોતે આ રાસના આરંભમાં જ કર્યો છે. આ પરથી જોઈ શકાય છે કે આ રાસકૃતિના સર્જન માટે કવિ સિદ્ધહસ્ત બની ચૂકયા હતા.

કવિવર સમયસુંદરે આ રાસની રચના ત્રણ ખંડમાં, ઢાલ અને દૂહામાં કરી છે. પ્રથમ ખંડમાં ૧૩ ઢાલ, દ્વિતીય ખંડમાં ૧૩ ઢાલ અને તૃતીય ખંડમાં ૧૨ ઢાલ કવિએ પ્રયોજી છે.

આ રાસના કથા-વસ્તુ માટે મૃગાવતીનું જૈનોમાં સુપ્રસિદ્ધ ઐતિહાસિક ચરિત્ર કવિએ પસંદ કર્યું છે. મૃગાવતી ભગવાન મહાવીરના સમયમાં શતાનીક રાજાનાં રાણી હતાં. ભગવાન મહાવીર પાસે એ દીક્ષા લઈ સાધ્વી થયાં છે. ભગવાન એમને પ્રવર્તિની ચંદનબાલાની શિષ્યા બનાવે છે. મૃગાવતીનું સ્થાન સતીઓમાં મોખરે છે. પ્રાતઃસ્મરણીય સોળ સતીઓમાં એમની ગણના થાય છે. સૂર્યાસ્ત થઈ ગયા છતાં ભગવાન મહાવીરની પર્ષદામાં વધુ સમય રોકાવાને કારણ ગુરુણી ચંદનબાળા તરફથી ઠપકો મળતાં મૃગાવતી પશ્ચાત્તાપ અને આલોચના કરતાં કરતાં કેવળજ્ઞાન પ્રાપ્ત કરે છે. પોતાનાં ગુરણી કરતાં પોતે વહેલું કેવળજ્ઞાન પામે છે અને એની ખબર પડતાં જૈન પ્રણાલિકા અનુસાર ગુરણી ચંદનબાલા શિષ્યા મૃગાવતીને વંદન કરે છે, કેવલીને નમસ્કાર કરે છે.

મૃગાવતી ચેટક રાજાની દીકરી હતાં. શતાનીક રાજા સાથે એમનાં લગ્ન થયાં હતાં. લગ્ન પછી સગર્ભાવસ્થામાં વિચિત્ર દોહદને કારણે એમને વિયોગનું કેટલું દુઃખ સહન કરવું પડે છે! વનમાં પુત્ર ઉદયનકુમારને જન્મ આપે છે અને કેટલાંક વર્ષ પછી શતાનીક સાથે એમનો મેળાપ થાય છે. એની ઘટના રસિક છે. એક ચિતારા ઉપર વહેમ આવતાં શતાનીક ચિતારાને કેવી સજા કરે છે અને વેર લેવા ચિતારો ચંડપ્રદ્યોત રાજાને કેવી રીતે ઉશ્કેરે છે અને પરિણામે કેવી કેવી ઘટનાઓ બને છે તેનું પણ રસિક આલેખન આ રાસમાં કવિએ કર્યું છે.

રાસના ત્રીજા ખંડમાં મૃગાવતીની દીક્ષાનું, એમને પ્રાપ્ત થયેલ કેવળજ્ઞાનનું અને નિર્વાણનું વર્ણન છે. સામાન્ય રીતે જૈન કથાઓમાં કથાનાયક કે કથા-નાયિકાના નિર્વાણપ્રાપ્તિના પ્રસંગથી કથાનું સમાપન થાય છે તેમ અહીં પણ મૃગાવતીના નિર્વાણના પ્રસંગ સાથે કથાનું સમાપન થાય છે.

કવિ સમયસુંદર પોતાની રાસકૃતિઓમાં માત્ર કથાકાર તરીકે જ નહીં પણ એક કુશળ સિદ્ધહસ્ત કવિ તરીકે કથાપ્રસંગોનું નિરૂપણ કરે છે, અને તેમાં જ્યાં જ્યાં અવકાશ મળે ત્યાં ત્યાં પોતાના આલેખનને રસિક બનાવે છે. નગરનું વર્ણન હોય, ઉત્સવનું વર્ણન હોય, નાયક કે નાયિકાનું વર્ણન હોય કે સુખદુઃખના પ્રસંગોનું વર્ણન હોય, કવિ તેમાં પોતાની કલ્પનાના રંગો પૂર્યા વગર રહી શકતા નથી.

શતાનીક રાજા અને કૌશામ્બી નગરીનું વર્ણન કરતાં કવિ લખે છે.—

'તિણુ દેસ કોસંબી પુરી, જાણે ઇન્દ્રપુરી અવતરી;
વિબુધ લોક ગુરુનઈ દઈ માન જય સોભિત બહુ સુખ સંતાન.
જમુના નદી વહઈ જસુ પાસિ જાણિ જલધિ મુંકી (કે) હઈ તાસ
રતન માહરા લીધા મથી દ્યઉ મુજ તુજઝ અણુરતિ નથી.
પ્રાસાદ સૃંગ ઉપરિ પૂતલી કમલ નેત્ર નઈ કટિ પાતલી
જાણિ નગર રિધિ જોવા ભણી, અમર સુંદરી આવી ઘણી'

રાસની નાયિકા મૃગાવતીનું શબ્દચિત્ર કવિએ એક પછી એક એમ બારેક કડીમાં સુંદર, મનોહર દોર્યું છે। વસ્તુતઃ કવિએ એ માટે એક આખી ઢાલ ( પ્રથમ ખંડની બીજી ઢાલ ) યોજી છે, એટલું જ નહીં એ ઢાલનું નામ પણ 'નાયકાની ઢાલ' એવું પ્રયોજ્યું છે. મૃગાવતીના વર્ણનમાં કવિએ જે ઉપમાદિ અલંકારો પ્રયોજયા છે તે જુઓ :—

સ્યામ વેણી દંડ સોભતઉ રે, ઉપરિ રાખડિ ઓપ રે મૃગાવતી
અહિ રુપ દેખણ આવિયઉ રે લાલ, મસ્તકિ મણિ આટોપ રે.
બિંદુ ગમા ગુંથી મીઢલી રે, બાંધ્યઉ તિમર મિથ્યાત રે, મૃગાવતી,
વિચિ સમયઉ સિંદરીયઉ રે લાલ પ્રગટયઉ ધરમ પ્રભાત રે.
સસિ દલ ભાલિ જીતઉ થકઉ રે, સેવઈ ઈસર દેવ રે મૃગાવતી
ગંગા નદિ તપસ્યા કરઈ રે લાલ ચિંતાતુર નિતમેવ રે મૃગાવતી
નયન કમલની પાંખડી રે અણિઆલી અનુરૂપ રે
હઠિ વધતી હટકી રહી રે લાલ, દેખિ શ્રવણ દો કૂપ રે
નિરમલ ત્રીખી નાસિકા રે, જાણે દીવા ધાર રે,
કાલિમા કિહાં દીસઈ નહીં રે લાલ ન બલઈ સ્નેહ લગાર રે.
મુખ પૂનિમ કઉ ચંદલઉ રે વાણી અમૃત સમાન રે
કલંક દોષ દૂરિ ટલ્યઉ રે લાલ, સીલ તણુઉ પરભારિ રે
કંઠ કોકિલથી રુડયઉ રે તે તઉ એક વસંત રે
એ બારે માસ સરિખઉ રે લાલ રુપઈ ફેર અનંત રે
કુંયલી બાંહ કલાવિહા રે કમલ સુકોમલ હાથ રે
રિદ્ધિ અનઈ સિદ્ધિ દેવતા રે લાલ, નિત્ય વસઈ બે સાથ રે
હૃદય કમલ અતિ રુયડું રે, ધર્મબુદ્ધિ આવાસ રે
કટિ લંક જીતઉ કેસરી રે લાલ સેવઈ નિત વનવાસ રે.

મૃગાવતીનું જ્યારે ભારંડ પક્ષીએ અપહરણ કર્યું ત્યારે મૃગાવતી જે

વ્યથા અનુભવે છે અને વિલાપ કરે છે તેનું વર્ણન કરતાં કવિએ મૃગાવતીના મુખમાં મૂકેલા શબ્દો 'નળાખ્યાન'ની દમયંતીના વિલાપનું સ્મરણ કરાવે છે :

કરઈ રે વિલાપ મૃગાવતી રાય કો છોડાવઈ
હું જીવન પ્રાણ સમી હુંતી રાય.
ભારંડ પંખી હું અપહરી રાય, ચરણ બિહું મહિ લે ધરી;
નખ પ્રહાર બહુ વેદના રાય, વિરહ વ્યથા એ વેદના;
કુટુંબ થકી હું વીછુડી રાય, હું અબલા સંકટ પડી,
સીહમુખઈ પડી મિરગલી રાય, સીચાણુઈ મુખ ચિડકલી
મંજાર મુખિ છછુંદરી રાય, સાપ મુખઈ મુહિ ઉંદરી.

મૃગાવતીરાણીની ભાળ લાગ્યા પછી શાતાનીક રાજા પોતાની રાણી અને પુત્ર સાથે જ્યારે નગરમાં પ્રવેશ કરે છે ત્યારે એ પ્રસંગને નગરના લોકો ઉત્સવ તરીકે મનાવે છે એ ઉત્સવનું સુંદર વિગતપ્રચુર વર્ણન કવિ પ્રથમ ખંડની છેલ્લી ઢાલમાં કરે છે. કવિ લખે છે :

'વાગા જાગી ઢોલ, હે સખિ, વાગા જાગી ઢોલ
આયઉ કોસંબી કેરઉ રાજીયઉ
વાગા ભુંગલ ભેરિ, હે સખિ, વાગા ભુંગલ ભેરિ,
નાદઈ જાણે કરિ અંબર ગાજીયઉ;
વાગા વેણિ મૃદંગ, હે સખિ, વાગા વેણિ મૃદંગ
સંખ તણા વદિ સબદ સુહામણા.
વાગા તાલા કંસાલ, હે સખિ, વાગા તાલા કંસાલ
ઘરિ ઘરિ ઉચ્છવ રંગ વધામણા;
સિણગાર્યા સવિ હાટ, હે સખિ, સિણગાર્યા
લાલ પટંબર અંબર છાઈયા;
બાંધ્યા તોરણ બારિ હે સખિ, બાંધ્યા
સઘલી ગલીએ ફૂલ વિછાઈયા;
પાખરિયા પાટઉડ હે સખિ, પાખરિયા
તાજા તુરંગમ તેજી હીંસતા
મદ ઝરતા માતંગ હે સખિ, મદ ઝરતા
ઉંચા જાણે કરિ પરબત દીસતા.'

શતાનીક રાજાના મહેલમાં ચિત્રો ચીતરવા માટે એક નિપુણ નામનો ચિતારો આવે છે. એ જે વિધવિધ ચિત્રો દોરે છે તેનું વર્ણન સમયસુંદરે રસિક રીતે કર્યું છે. કવિ લખે છે :–

'ઈસરનઉ રુપ ચીતર્યઉ રે, અહિ આભ્રણ રુંડમાલ રે,
ચંદ્રકલા ગંગા સિરઈ રે, વૃષભ વાહન કંઠે માળ રે;
રુપ બ્રહ્મા તણઉ ચીતર્યઉ રે ચતુર્મુખ બૂઢઉ જટાલ રે,
હાથ કમંડલ જલ ભર્યઉ રે, જનોઈ જય માલ રે.
મુગલ કાબિલી સૂધા ચીતર્યા રે, મુખ રાતા ચૂચી આંખિ રે
માથઈ મોટા પાઘડ દૂંમણા રે તે જાણઈ તીર નાંખિ રે
રુપ ફિરંગી કીધા ફૂટરા રે, મોડઈ માથઈ ટોપ રે,
ઢીલા પહિરઈ સૂથણ કોથલા રે, છેડયા કરઈ વહુ કોપ રે
હબસી ચીતર્યા કાલા અતિ ઘણું રે, પાંડુર વરણ પઠાણ રે
ગરઢા કાજી ચીતર્યા રે બાંચતા કતેબ કુરાણ રે'

અહીં કવિએ ચિતારા પાસે જે વિવિધ ચિત્રો, આકૃતિઓ, પ્રસંગોનું આલેખન કરાવ્યું છે તેમાં કાલવ્યતિક્રમનો દોષ જણાય છે. અહીં મૃગાવતીનો સમય તે ભગવાન મહાવીરનો સમય છે એટલે કે આજથી ૨૫૦૦ વર્ષ પહેલાંનો સમય છે, જે સમયે ભારતમાં હજુ મોગલો, કાબુલીઓ, ફીરંગીઓ, હબસીઓનો પ્રવેશ થયો નહોતો. કવિએ અહીં પોતાના સમયમાં જોવા મળતી આ બધી જાતિઓનો નિર્દેશ કર્યો છે જેમાં વસ્તુતઃ કાલવ્યતિક્રમનો દોષ જણાય છે. અલબત્ત, કવિના બચાવપક્ષે જો કહેવું હોય તો એમ કહી શકાય કે આ નિપુણ ચિતારાને દૈવી પ્રસાદને કારણે એવી શક્તિ સાંપડી હતી કે જેને લીધે ભવિષ્યમાં બનનારી ઘટનાઓને પણ તે આલેખી શકતો હતો, એથી મોગલ, ફિરંગીઓ વગેરેનો કવિએ કરેલો નિર્દેશ અયોગ્ય નથી. અલબત્ત આ પ્રકારનો બચાવ બહુ સામર્થ્યવાળો ન ગણી શકાય.

કવિ સમયસુંદર જેમ ઉપમાદિ અર્થાલંકારો સહજ રીતે પ્રયોજી શકે છે તેમ પ્રાસાનુપ્રાસાદિ શબ્દાલંકારો પણ સહજ રીતે પ્રયોજી શકે છે. રાસની રચનામાં અંત્યાનુપ્રાસ ઘણો મહત્ત્વનો છે. અને આ રાસની પ્રત્યેક કડીમાં કવિએ અંત્યાનુપ્રાસની સહજ સંકલના કરી છે. કવિનું શબ્દો પરનું પ્રભુત્વ અસાધારણ છે અને તેથી તેમની શબ્દાલંકારયુક્ત પંક્તિઓમાં ક્યાંય આયાસ દેખાતો નથી. શબ્દાલંકારમાં પણ કવિ એકના એક શબ્દો જવલ્લે જ પ્રયોજે

છે, એટલું જ નહિ, કવિ કેટલીક વખત તો શબ્દોને યથેચ્છ રમાડતા હોય તેવું પણ જોવા મળે છે. પ્રથમ ખંડની નવમી ઢાલમાં કવિએ કેટલીક કડીઓમાં અનુનાસિકનો ઉપયોગ કરીને અંત્યાનુપ્રાસને કેવો મધુર કર્ણપ્રિય બનાવ્યો છે ! એમાંની થોડીક પંક્તિઓ જુઓ :

નૃપ આગલિ નિરખઇ વનતીરં, તાપસ આશ્રમ ગુહિર ગંભીરં;
અંબ કદંબ ચંપક કણવીરં, અગર તગર નાલેર અંબીરં.
નાગ પુનાગ સાગ જંબીરં તાલ તમાલ અસોક ઉસીરં,
વૃક્ષ મૂલ સિંચિત બહુ નીરં, કોકિલ નાદ અનોપમ કીરં.
મધ્યભાગ મઠ ઉટજ કુટીરં, બઇઠા તાપસ વૃદ્ધ શરીરં,
મસ્તકિ કેશ જટા કોટીરં, તપ જપ કિરિયા સાહસ ધીરં,
રાખઇ નહિ કો ધાત કથીરં, પરિગહન ધરઇ એક કસીરં,
વનફલ ભક્ષ કરૈવા નીરં, કે ચીભડ કાલિંગ મતીરં,
રિષિ ચાલઇ નહિ જિહાં વહઇ સીરં, હરિ મૃગ અહિ નકુલાણુ ન પીરં,
પાડઇ નહીં તરુફલ સમીરં, તાપસ સબલ હટક નઇ હીરં.

અર્થાલંકાર અને શબ્દાલંકાર પ્રયોજવામાં કવિ સમયસુંદર સિદ્ધહસ્ત છે, તેમ તત્કાલીન પ્રચલિત લોકોક્તિઓ, રૂઢ પ્રયોગો, કહેવતો ઇત્યાદિને પણ રાસની પંક્તિઓમાં વણી લેવામાં કવિની કુશળતા જોઈ શકાય છે. કવિએ આ રાસમાં પ્રસંગે પ્રસંગે એવી સુંદર પંક્તિઓ પ્રયોજી છે. ઉદાહરણ તરીકે નીચેના પંક્તિખંડો જુઓ :

'બાલિ સોનઉ જે કાનનઈ ત્રોડઇ;
× × ×
જલ બિન કિમ રહઇ માછલી
× × ×
છેડયઉ શ્વાન ઘણું ઘુરઘુરઈ;
× × ×
ખીલી કાજ મ ઢાઈ આવાસ
× × ×
પાગલઉ મેરુ પર્વતિ પુઉગઈ;
× × ×
સુતઉ સિંહ જગાડયઉ,
× × ×
રયણાયર મિત્ર જેહ નઈ તેહણઉ દારિદ્ર જાય તતકાલ
× × ×

સુખ સરસવ દુખ મેરુ સમાન;

× × ×

કનક મુંદડી નંગ વિહુણી

× × ×

રસવતી જેમ અલૂણી એ
કંત વિના જયમ નારિ વિરંગી
રાગ વિના ઢાલ ન ચંગી એ.

કવિ સમયસુંદર સંગીતના ઘણા સારા જાણકાર હતા. તેમણે રચેલી જુદી જુદી રાસકૃતિઓમાં ઢાળોની જે જુદા જુદા રાગમાં રચના કરી છે તેના પરથી આની પ્રતીતિ થાય છે. 'મૃગાવતીચરિત્ર ચોપાઈ'માં એમણે ત્રણ ખંડમાં બધું મળીને આડત્રીસ ઢાલની રચના કરી છે. એમાં એમણે ભૂપાલ, કેદારો, ગૌડી, આસાવરી, ધન્યાસી, મલ્હાર, રામગ્રી, મારુણી, સિંધૂડો, સારંગમલ્હાર, જઈતશ્રી, પરજિયો, સોરઠી વગેરે રાગરાગિણી પ્રયોજ્યાં છે જે બતાવે છે કે સમયસુંદર વિવિધ રાગરાગિણીમાં ઢાળની રચના કરવામાં ઘણા કુશળ હતા. સમયસુંદરે એ સાથે સાથે પોતાના સમયમાં પ્રચલિત અને લોકપ્રિય બની ચૂકેલી ગેય પંક્તિઓ અર્થાત તત્કાલીન લોકપ્રચલિત દેશીઓનો ઉપયોગ પણ આ રાસમાં કર્યો છે. 'કારણ કુંણ સમા રઈ દેહા', 'ધન ધન અવંતી સુકમાલ', 'સુગુણ સનેહી મેરે લાલા', 'હરિયા મન લાગઉ', 'ઋષભદેવ મોરા હો', 'ચતુર સનેહી મોહના', 'રુડી રે ભારણિ રામલા પદ્મિની રે', 'નત્થ ગઈ મેરી નત્થ ગઈ મેરી નત્થ ગઈ', 'મૂઝનઈ ચાર સરણા હુજ્યો', 'સીમંધર સામી સાંભલઉ વીનતિ અવધારઉ', 'હું માલિણ રાજા રામકી', 'સુણ મેરી સજની રજની ન જાવઈ રે', 'પિઉડા માનઉ બોલ હમારઉ રે', 'જિનજી તુમ દરસણ મુઝ નઈ વાલહુ રે', 'નિંદા મ કરિજ્યો કોઈ પારકી રે', 'સાધુનઈ વિહરાવ્યું કડવું તૂંબડૂં રે' ઇત્યાદિ દેશીઓ સમયસુંદરના સમયમાં પ્રચલિત હશે તેનો આ ઉપરથી આપણને ખ્યાલ આવે છે. એની સાથે સાથે એ પણ આપણે જોઈ શકીએ છીએ કે સમયસુંદરે આ રાસની રચનામાં ગેયતાની દૃષ્ટિએ શક્ય એટલું વૈવિધ્ય આણવાનો પ્રયત્ન કર્યો છે.

જૈન સાધુ કવિઓને હાથે લખાતી રાસકૃતિઓમાં ધર્મોપદેશનું તત્ત્વ સીધી કે આડકતરી રીતે આવ્યા વિના રહે નહિ. સામાન્ય રીતે કવિઓ પોતાની રાસકૃતિ માટે જે કથાનકો પસંદ કરે તે પણ એવાં હોય કે જેમાં ધર્મોપદેશ માટે ઠીક ઠીક અવકાશ રહે.

સમયસુંદરે મૃગાવતીનું ચરિત્ર આ રાસકૃતિ માટે પસંદ કર્યું છે. મૃગાવતી એ ભગવાન મહાવીરના સમયમાં વિદ્યમાન એવાં એક તેજસ્વી સતી ગણાયાં છે, જે સંયમધર્મ પાળી કેવલજ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષપદ પામે છે. મૃગાવતીનું જીવન સુખદુઃખથી સભર છે. દુઃખના સમયમાં પણ તેઓ પોતાના ધર્મને ચૂકતાં નથી. વિષમ કસોટીમાંથી એ પાર પડે છે અને સતી તરીકે પંકાય છે.

આ રાસમાં મૃગાવતીને માથે જ્યારે સંકટ આવી પડે છે ત્યારે સતી સ્ત્રીઓને માથે કેવાં કેવાં સંકટો આવી પડે છે અને તેમાંથી તેઓ કેવી રીતે પાર ઊતરે છે તેનું તેમને સ્મરણ થાય છે. કવિએ આ પ્રસંગે દસમી ઢાલમાં, એક એક કડીમાં, એક એક સતીનો પ્રસંગ વર્ણવ્યો છે. એ પ્રમાણે સીતા, મદનરેખા, પદ્માવતી, દમયંતી, દ્રૌપદી, નર્મદાસુંદરી, કલાવતી, અંજનાસુંદરી, રતિસુંદરી, ઋષિદત્તા, કમલા, સુભદ્રા વગેરે સતીઓનાં શીલનો મહિમા કવિએ વર્ણવ્યો છે.

મૃગાવતી વિશે આ રાસ હોઈ એમાં શીલના મહિમાના નિરુપણને કવિ દ્વારા મહત્ત્વ અપાય એ સ્વાભાવિક છે. રાસના પ્રારંભમાં જ કવિ શીલનો મહિમા દર્શાવે છે. કવિ કહે છે :–

દાન સીલ તપ ભાવના ચ્યારે ધરમ પ્રધાન;
સીલ સરીખઉ કો નહી, ઈમ બોલઈ વધમાન.
કનક કોડિ કો દાન દ્યઈ, કનક તણો જિન ગેહ;
સીલ અધિક એ બિહું થકી, ઈહાં કો નહિ સંદેહ.
સહસ ચઉરાસી સાધનઈ પડિલાભ્યાં ફલ જેહ;
સુકિલ કસિણ પખિ દંપતી, જીમાડયાં ફલ તેહ.
ચઉસઠિ ઇન્દ્રચરણ નમઈ, જે પાલઈ સુધ સીલ;
ઈહ ભવિ પૂજા પદ લહઈ પરભવિ પામઈ લીલ.
પ્રહ ઉઠી સહુ કો જપઈ સીલવંતના નામ,
બ્રહ્મી ચંદનબાલિકા ઇત્યાદિક અભિરામ.

રાસકૃતિઓમાં કેટલીક વાર એના કર્તા કવિઓ રાસમાં વચ્ચે વચ્ચે પ્રગટપણે સીધો ઉપદેશ આપવા લાગતા હોય છે. પરંતુ આ રાસની બાબતમાં સમયસુંદરે એ રીતે પ્રગટપણે સીધો ઉપદેશ આપ્યો નથી. અલબત્ત, પ્રસંગાનુસાર એમણે કેટલેક સ્થળે ધર્મની વાત સાંકળી લીધી છે. ઉદાહરણ તરીકે મૃગાવતી અને શતાનીક રાજાનું મિલન થાય છે અને તેઓ કૌશામ્બીનગરી પાછા ફરે છે એ પ્રસંગે મૃગાવતી કેટલુંક ધર્મકાર્ય કરે છે તેનું વર્ણન કરતાં કવિ લખે છે;

'મૃગાવતીના કરું વખાણ, પ્રથમ છોડાવ્યા બંદીવાણ;
લાખીણઉ લીધઉ સોભાગ, સાચઉ જીવ દયા સૂં રાગ.
હીન દીન દુખિયા ઉધરાઈ, દાન પુણ્ય પણિ અધિકા કરઈ;
દુષ્કર તપકિરિયા આદરઈ, પાલઈ સીલ સદા મન ખરઈ.
આરાધઈ એક અરિહંત દેવ, સૂધા સાધુ તણી કરઈ સેવ;
આપઈ ગુપ્ત સુપાત્રઈ દાન, પણિ લિગાર ન કરઈ અભિમાન.
સાહમી નઈ બલિ સાહમિણિ તણી, ભગતિ જુગતિ રાણી કરઈ ઘણી;
ધરમ કરઈ સુધ શ્રાવક તણઉ, પણિ વઈરાગ ધન અતિ ઘણઉ.
રિદ્ધિ દેખી નઈ ન કરઈ ગર્વ, જાણઈ અથિર અનિત્ય એ સર્વ;
કુટુંબ સંબંધ કારિમઉ તિસઉ, તરુ પંખી નઉ મેલઉ તિસઉ.
ક્રોધ માન માયા વલિ લોભ, અધિક કરતા ન ચઢઈ સોભ;
ઈમ જાણી વારઈ તેહનઈ, ધન્ય તિકે જીપઈ એહનઈ.

ચંડપ્રદ્યોતના આક્રમણ સમયે શતાનીક રાજા અત્યંત અસ્વસ્થ અને ક્ષુબ્ધ બની જાય છે, અને આક્રમણનો આઘાત ન જીરવાતાં એનો અંત સમય જ્યારે પાસે આવી પહોંચે છે ત્યારે તે સમયે પોતાના પતિને આશ્વાસન આપતાં મૃગાવતી જે શબ્દો કહે છે તે જુઓ :-

અમ્હ તણી ચિંતા મત કરઈ, તું સમરિ શ્રી વીતરાગ;
સંસારની માયા તજી, તું વાલિ મન વયરાગોજી.
જગમાંહિ કો કેહનઉ નહીં, કારિમઉ સગપણ એહ,
વિહડંતા વેલા ખિણ નહીં, તડકઈ પડઈ જિમ ત્રેહોજી
દોહિલઉ આહિજ ખેત્ર એ, દોહિલઉ માણુસ જમ્મ;
સંજોગ ગુરુનઉ દોહિલઉ, દોહિલઉ વલિ જિણ ધમ્મોજી
રાગદ્વેષ નાણ્યે કેહસું, મનિ આણિ સમતા ભાવ,
વયર વિરુયા છઈ ઘણું, ખામિયઈ ઈણ પ્રસ્તાવોજી
જિન શાસનઈ જિનવર કહ્યા એ, જીવ ચઉરાસી લાખોજી;
ખામજે ત્રિકરણ સુદ્ધસું, વીતરાગ દેવની સાખોજી,
સંસારના કારણ કહ્યા, પાડુયા પાપ અઢાર,
મિચ્છા દુક્કડ દીજિયઈ, ચીતાર નઈ ચીતારોજી,
નઉકાર મનમાંહિ રાખિજે, જિહાં પંચ શ્રી પરમિટ્ઠ
પ્રિયુ દેખિ ચોર સૂલી થઢયઉ, દેવ (તા) તણા સુખ દિટ્ઠોજી,
ધન નારી એહ મૃગાવતી, નિજરાવિયઉ નિજ કંત,
વયરાગ ઢાલ ઈગ્યારમી, કહઈ સમયસુંદર તંતોજી.

મૃગાવતી જ્યારે ભગવાન મહાવીર પાસે દીક્ષા લે છે તે સમયે ભગવાન મહાવીર એમને જે બોધ આપે છે તેમાં સાધુ–સાધ્વીઓનાં પંચમહાવ્રત તથા સાધુ–સાધ્વીઓની સામાચારીનો નિર્દેશ જોવા મળે છે. ત્રીજા ખંડની છઠ્ઠી ઢાલની થોડીક પંક્તિઓ જુઓ :

'જ્ઞાન સું કિરિયા સિવસુખદાઈ રે,
અંધ સું પંગુ નગરી પાઈ રે.
ગુરુ ગુરુણી નઉ વચન ન લોપે રે
સીખ દેયતાં તું મત કોપે રે.
પંચમહાવ્રત સૂધા પાલે રે
આહાર બઈતાલીસ દૂષણ ટાલે રે.
થોડા પણિ તું ગૃહસ્થપ્રસંગા રે
મ કરિસિ ઈણથી ચારિત ભંગા રે.
કુટુંબ ઉપરિ તું નાણે માયા રે
કે કેહની માતા કેહની જાયા રે.
મિત્ર નઈ સત્રૂ ગિણજે સરિખા રે,
મત તું બોલે ભાષા મિરષા રે.
ત્રિણ મણિ કંચન સરખા જાણે રે
સમતા ભાવ તૂં સૂધઈ આણે રે.
વિનય વેયાવચ્ચ સહુની કરજે રે.
દસ વિધ સમાચારી ધરિજે રે.

મૃગાવતી જ્યારે ભગવાન મહાવીરની પર્ષદામાંથી મોડાં આવે છે અને એથી એમનાં ગુરુણી ચંદનબાળા તે માટે જે ઠપકો આપે છે તે પ્રસંગે પોતાની ભૂલ માટે મૃગાવતી જે પશ્ચાત્તાપ કરે છે તથા એ પશ્ચાત્તાપના સાચા અને ઉત્કટ ભાવથી સર્વ પ્રત્યે જે ક્ષમાપના કરે છે અને એથી કેવળજ્ઞાન પામે છે એ પ્રસંગનું આલેખન કરતી વખતે કવિ ધર્મતત્ત્વને વણી લે છે.

આમ આવા થોડાક પ્રસંગે સમયસુંદરે ધર્મોપદેશના તત્ત્વને ગૂંથી લીધું છે, પરંતુ રાસમાં તે એટલું સહજ રીતે વણાઈ ગયેલું છે કે જેથી ક્યાંય રસક્ષતિ થતી હોય તેવું જણાતું નથી.

સમયસુંદરના સમયમાં ગુજરાત અને રાજસ્થાનમાં બોલાતી લોકભાષામાં બહુ ઝાઝો ફરક ન હતો. જૈન સાધુકવિઓની એક વિશિષ્ટતા એ હોય છે કે

તેઓ કોઈપણ એક સ્થળે સતત લાંબા સમય સુધી રહેતા નથી હોતા. તેઓ એક સ્થળેથી બીજે સ્થળે હંમેશાં વિચરતા હોય છે. પરિણામે તેઓની પોતાની બોલવાની અને લખવાની ભાષામાં વિવિધ પ્રાદેશિક છાંટનું સંમિશ્રણ થતું રહે છે. તેઓનો વિચરવાનો પ્રદેશ સામાન્ય રીતે ગુજરાત અને રાજસ્થાનનો વધુ હોય છે એટલે તેમની ભાષામાં ગુજરાતી અને રાજસ્થાની ભાષાનાં લક્ષણો અવારનવાર જોવા મળે છે. સમયસુંદર રાજસ્થાનના વતની હતા અને ગુજરાતમાં પણ અમદાવાદ વગેરે સ્થળે ઘણો સમય વિચર્યા હતા. આ ઉપરાંત એમના સમયમાં રાજસ્થાનની સરહદ ઉપર સિંધ પ્રદેશમાં જૈનોની ઘણી મોટી વસ્તી હતી.

આ રાસની રચના સમયસુંદરે સિંધ પ્રદેશના મુલતાન નગરમાં રહીને કરી હતી. એથી સહજ રીતે એમણે આ રાસમાં એક ઢાલની રચના સિંધુ ભાષાની છાંટવાળી કરેલી છે. સમયસુંદર પોતે ભાષા ઉપર અસાધારણ પ્રભુત્વ ધરાવતા હતા, સંસ્કૃતમાં એમણે એક વાક્યના આઠ લાખ અર્થ થાય એવા ગ્રંથની રચના કરી છે, જે ગ્રંથ પ્રકાશિત પણ થયેલો છે. વળી સમયસુંદર તેજસ્વી કવિ પણ હતા. એટલે સિંધુભાષાની છાંટવાળી ઢાલની રચના કરવી એ એમને માટે સહજ વાત હતી.

આ ઢાલ આ રાસનું એક અનેરું લક્ષણ બની રહે છે. કવિની નીચેની પંક્તિઓ જોવાથી તેની પ્રતીતિ થશે.

ચેલી બે તઈ કીતા અપરાધ, રાતિ આઈ કયું એકલી, મઈડા ચેલી બે.
તું ચંગીથી જાણુ હુણ કયું શું તું બેકલી;
તૂંઈ મંદા કીતા એહુ સમવસરણ બિચિ બહુ રહી
ચેલી તઈ કીતા પરમાદ, અસા નાલિ આઈ નહી.
ચેલી સાધકા નહીં આચાર, તિહિ વસાઈ હું આખદી
ચેલી મઈ જાણી ગઈ ચલિલ, નહિ તઉ તધકું ન રાખદી
ચેલી મહિઠા અસાડી સિકૂખ ગુનહ તુસાડા માફ હઈ
ચેલી મિચ્છાદુક્કડ દેહુ, રાતિ ચલ્યાંકા પાપ હઈ
ચેલી નવમી ઢાલ રસાય, સિંધુ ભાષા સોહદી
ચેલી સમયસુંદર કહઈ સચ્ચ, ભણુ અસાડા મોહદી.

કવિવર સમયસુંદરે આ રાસકૃતિમાં એક ઐતિહાસિક કથાવસ્તુને આલેખ્યું છે. રાસમાં પ્રસંગાનુસાર કવિએ દૂહા અને ઢાલની રચના કરી છે અને ૭૪૫

જેટલી કડીમાં કથાનકનું નિરુપણ કર્યું છે. દૂહા અને ઢાલનું આયોજન કવિએ સપ્રમાણ કર્યું છે અને રાગરાગિણીની દૃષ્ટિએ એને વૈવિધ્યસભર બનાવ્યું છે. મૃગાવતી રાણી, શતાનીક રાજા, જુગંધર મંત્રી, ઉદયનકુમાર, નિપુણ ચિતારો, ચંડપ્રદ્યોત રાજા, ભગવાન મહાવીર સ્વામી, ચંદનબાલા ઈત્યાદિનાં પાત્રોને પણ યોગ્ય રીતે વર્ણવ્યાં અને વિકસાવ્યાં છે. આલેખનમાં કવિએ સામાન્ય રીતે ક્યાંય બિનજરૂરી વિસ્તાર થવા દીધો નથી. મૃગાવતીના દોહદનો પ્રસંગ, ભારંડપક્ષીએ કરેલા અપહરણનો પ્રસંગ, ચિતારાનો પ્રસંગ, ચંડપ્રદ્યોતના આક્રમણનો પ્રસંગ, ભગવાન મહાવીર સ્વામીના સમવસરણનો પ્રસંગ, ચંદનબાળાએ મૃગાવતીને આપેલા ઠપકાનો પ્રસંગ અને ક્ષમાપના કરતાં કરતાં મૃગાવતીને પ્રાપ્ત થયેલા કેવળજ્ઞાનનો પ્રસંગ ઇત્યાદિ પ્રસંગો કવિએ રસિક રીતે નિરૂપ્યા છે.

કવિએ રાસમાં ધર્મોપદેશની બાબતોને પણ સહજ રીતે, રસક્ષતિ ન થાય એ રીતે, બલ્કે કથાવસ્તુના નિરુપણને પોષક બને એ રીતે ગૂંથી લીધી છે.

ભાષાની દૃષ્ટિએ કવિએ પોતાના સમયની ગુજરાત–રાજસ્થાનમાં પ્રચલિત તત્કાલીન ગુજરાતી ભાષા સાથે સિંધુ ભાષાની અંદર એક ઢાલ પ્રયોજીને રાસની વિશિષ્ટતા વધારી દીધી છે. આમ સમગ્ર દૃષ્ટિએ જોતાં 'મૃગાવતી ચરિત્ર ચોપાઈ' એ આપણા એક સિદ્ધહસ્ત જૈન સાધુ કવિને હાથે લખાયેલી, આપણા રાસસાહિત્યમાં અનોખી ભાત પાડતી એક મહત્વની કૃતિ છે.

ડૉ. રમણલાલ ચી. શાહ

શ્રી ગુરુભ્યો નમઃ

# મૃગાવતીચરિત્ર ચૌપઈ

## [ મોહનવેલ ]

### ॥ પ્રથમ ખંડ ॥

#### દૂહા ૯

સમરું સરસતિ સામિણી, પ્રણમું સદગુરુ પાય;
બે કર જોડી વીનવું, માંગું એક પસાય. ૧

સરસ વચન દ્યઉ સરસતી, સુણતાં અમિય સમાન;
સદગુર પણિ સાનિધિ કરઉ, નિરમલ દ્યઉ મુઝ ન્યાન. ૨

**સંબ પ્રજૂનની ચઉપઈ, પ્રત્યેક બુદ્ધ** વખાણ;
જિમ પરમાણે ચાડિયા, તિમ ચાડઉ પરમાણિ. ૩

દાન સીલ તપ ભાવના, ચ્યારે ધરમ પ્રધાન;
સીલ સરીખઉ કો નહી, ઈમ બોલઈ વ્રધમાન. ૪

કનક કોડિ કો દાન દ્યઈ, કનક તણો જિન ગેહ;
સીલ અધિક એ બિહું થકી, ઇહં કો નહિ સંદેહ. ૫

સહસ ચઉરાસી સાધનઇ, પડિલાભ્યાં ફલ જેહ;
સુકિલ કસિણ પખિ દંપતી, જીમાડચાં ફલ તેહ. ૬

ચઉસઠિ ઇન્દ્રચરણ નમઇ, જે પાલઇ સુધ સીલ;
ઇહ ભવિ પૂજા પદ લહઈ, પરભવિ પામઇ લીલ. ૭

પ્રહે ઊઠી સહુ કો જપઇ, સીલવંતના નામ;
બ્રાહ્મી ચંદનબાલિકા, ઇત્યાદિક અભિરામ. ૮

તિણ કારણિ ભગતિં ભણું, મૃગાવતીચરિત્ર;
સાવધાન થઈ સાંભલઉ, જનમ કરઉ સુપવિત્ર. ૯

## ઢાલ પહિલી–ચઉપઈની

### ॥ રાગ-ભૂપાલ ॥

જંબૂદીવ લખ જોયણ માન, ભરતખેત્ર તિહાં અતિ પરધાન;
સાઢા પચવીસ આરિજ દેસ, અવર દેસ તિહાં નહિ ધ્રમ લેસ. ૧

વચ્છ દેસ એહવું અભિધાન, જસુ કૈલાસ તણુ ઉપમાન;
ગૌરી ઈસર વૃષભ નિવાસ, ધનદ સહૂની પૂરઇ આસ. ૨

કુરકટ સંપઇતા[1] બહુ ગ્રામ, સાલિ ખેત્ર દીસઈ અભિરામ;
ગોપી ગાયઇ ગીત રસાલ, પંથા જન થંભઈ તતકાલ. ૩

તિણ દેસઈ કોસંબી પુરી, જાણે ઇન્દ્રપુરી અવતરી;
વિબુધ લોક ગુરુતઇ ઘઈ માન, જય સોભિત બહુ સુખ સંતાન. ૪

જમુના નદી વહઇ જસુ પાસિ, જાણિ જલધિ મુંકી (ક)હઇ તાસ;
રતન માહરા લીધા મથી, ઘઈ મુજ તુજઝ અણુરતિ નથી. ૫

પ્રાસાદ શૃંગ ઊપરિ પૂતલી, કમલ નેત્ર નઇ કટિ પાતલી;
જાણિ નગર રિધિ જોવા ભણી, અમર સુંદરી આવી ઘણી. ૬

ચંદનબાલા જિહાં મહાવીર, પડિલાભ્યા પામ્યઉ ભવતીર;
ચતુર લોક બહુ રિધિ સમૃદ્ધ, કોસંબી નગરી પરસિદ્ધ. ૭

સતાનીક તિહાં રાજા ભલઉ, સૂરવીર ન્યાઈ ગુણ નિલઉ;
આણ વહઇ સિર સહુકો પ્રજા, જિમ ગુરુ સેસ કુસમની સ્રજા. ૮

વઇરી બીહતા નાસી ગયા, વન માહે જઈ તાપસ થયા;
ફલ નઇ ફૂલ કરઇં આહાર, ભાવ વિના પામઇં નહી પાર. ૯

અરિ નારી આંસૂજલ મેલિ, કાલઉ કાજલ માહિ ભેલિ;
દેખઉ અચરિજ રાજા તણઉ, ધઉલઉ જસ નીપાયઉ ઘણઉ. ૧૦

---

પાઠાંતર — ૧ સંપાતઇ

ચંદ તણી વલિ સોભા ધરઇ, કીરતિ કાંતિ જગત[1] વિસ્તરઇ;
અમૃત શ્રાવી કલા નિવાસ, પણિ કલંક નહિ અચરિજ તાસ. ૧૧
ન્યાય ઘંટ બાંધી દરબારિ, દુરબલ લોક તણુઇ ઉપગારિ;
ન્યાયતપાસ[2] કરઇ આપ સુખી, સહુકો લોક વસઇ તિહાં સુખી. ૧૨
પહિલી ઢાલ એ પૂરી થઈ, દેસ નગર નૃપ વર્ણન મઈ;
સમય-સુંદર કહઇ રાગ ભૂપાલ, કંઠિ આણી નઇ કહિજ્યો ઢાલ. ૧૩
[ સર્વગાથા ૨૨ ]

## ઢાલ બીજી નાયકાની

### રાગ–કેદારઉ

તસુ ઘરણી મિરગાવતી રે સુંદર રૂપ નિધાન રે મૃગાવતી;
ચેડાની સાતે સતી રે લાલ, એક એક[3] થી પરધાન રે મૃગાવતી. ૧
રૂપ કલા ગુણ રૂયડી રે લાલ, રૂયડઉ સીલ અચાર રે મૃગાવતી
। આંકણી ।

સ્યામ વેણી દંડ સોભતઉ રે, ઊપરિ રાખડિ ઓપ રે મૃગાવતી;
અહિ રૂપ દેખણ આવિયઉ રે લાલ, મસ્તકિ મણિ[4] આટોપ રે
મૃ૦. ૨ રૂ૦

બિહું ગમા ગુંથી મીઢલી રે, બાંધ્યઉ તિમર મિથ્યાત રે મૃગાવતી;
વિચિ સમથઉ સિંદૂરીયઉ રે લાલ, પ્રગટયઉ ધરમ પ્રભાત[5] રે
મૃ૦. ૩ રૂ૦

સસિ દલ ભાલિ જીતઉ થકઉ રે, સેવઇ ઈસર દેવ રે મૃગાવતી;
ગંગા તટિ તપસ્યા કરઇ રે લાલ, ચિંતાતુર નિતમેવ રે મૃગાવતી.
૪ રૂ૦

નયને કમલની પાંખડી રે અણિઆલી અનુરૂપ રે મૃ૦;
હઠિ વધતી હટકી રહી રે લાલ, દેખિ શ્રવણ દો કૂપ રે.
મૃ૦ ૫ રૂ૦

---

૧ જગ, ૨ તપાઉસ, ૩ થી એક, ૪ મણિયા ટોપ, ૫ પ્રભાવ.

નિરમલ ત્રીખી નાસિકા રે, જાણે દીવા ધાર રે મૃ૦;
કાલિમાં[1] કિહાં દીસઇ નહી રે લાલ, નબલઇ સ્નેહ લગાર રે
મૃ૦. ૬ રૂ૦

અતિ રૂચડી રદનાવલી રે, અધર પ્રવાલ વિચાલ રે મૃ૦;
સરસતિ વદન કમલ વસઇ રે લાલ, તનુ[2] મોતિણકી માલ રે
મૃ૦. ૭ રૂ૦

મુખ પૂનિમ કઉ ચંદલઉ રે, વાણી અમૃત સમાન રે મૃ૦;
કલંક દોષ દૂરિં ટલ્યઉ રે લાલ, સીલ તણઇ પરભાવિ રે
મૃ૦. ૮ રૂ૦

કંઠ કોકિલથી રૂડયઉ રે, તે તઉ એક વસંત રે મૃ૦;
એ બારે માસ સારિખઉ રે લાલ, રૂપઇં ફેર અનંત રે
મૃ૦. ૯ રૂ૦

કુંયલી બાંહ કલાવિકા રે, કમલ સુકોમલ હાથ રે મૃ૦;
રિદ્ધિ અનઇ સિદ્ધિ દેવતા રે લાલ, નિત્ય વસઇં બે સાથ રે
મૃ૦ ૧૦ રૂ૦

હ્રુદય કમલ અતિ રૂચડું રે, ધર્મબુદ્ધિ આવાસ રે મૃ૦;
કટિ લંક જીતઉ કેસરી રે લાલ, સેવઇ નિત વનવાસ રે
મૃ૦. ૧૧ રૂ૦

ચરણ કનકના કાછબા રે, તે તઉ[3] અતિ સુકમાલ રે મૃ૦;
નખ રાતા અતિ દીપતા રે લાલ, દરપણ જિમ સુવિસાલ[4] રે
મૃ૦. ૧૨ રૂ૦

દેવ ધરમ ગુરુ રાગિણી રે, અતિ દાતાર ઉદાર રે મૃ૦;
ભગત ઘણું ભરતારની રે લાલ, સ્ત્રી નઉ એ આચાર રે
મૃ૦. ૧૩ રૂ૦

---

૧ કાલિકા, ૨ તસુ, ૩ ઉન્નત, ૪ સુવિલાસ

એ બીજી ઢાલ જાણજ્યો રે, નાયકા કેરી ઢાલ રે મૃ૦;
સમયસુંદર કહઇ સાંભલઉ રે લાલ, રાગ કેદારો રસાલ રે
મૃ૦. ૧૪ રૂ૦
[ સર્વગાથા ૩૬ ]

## દૂહા–૨

સતાનીક રાજા તણઇ, મંત્રી બુદ્ધિ નિધાન;
નામ જુગંધર તેહનઉ, સામિભગત સાવધાન. ૧
કામ કાજ નિજ રાજના, સહુ મંત્રી નઇ સુંપિ;
વિષય તણા સુખ ભોગવઈ, રાજા ચિત ધરિ ચુંપિ. ૨
[ સર્વગાથા ૩૮ ]

## ઢાલ ત્રીજી

કારણિ કુંણ[1] સમારઇ દેહા, એહની ઢાલ રાગ–કેદારા ગઉડી

રાજા નઇ અતિ બહુ અંતેઉરે, રમણી રૂપ ઉદારા રે;
પણિ મિરગાવતિ અતિ ઘણુ વલ્લભ સાલરિ ગજ સુખકારા રે. ૧
મૃગાવતી રાજા મનિ માની, આતમ જીવન પ્રાણા રે;
માલતી જિમ મધુકર લપટાણા, પ્રીતમ પ્રેમ સુજાણા રે. ૨
મૃ૦ આકણી
જાણ પ્રવીણ મૃગાવતી રાણી, સકલ કલા ગુણ સોહઈ રે,
વક્રોકતિ બોલણુ ચતુરાઈ, કંત તણો મન મોહઇ રે. ૩ મૃ૦
કબહીં સરસ સિલોક વખાણઇ, કબહી રાગ આલાપઇ રે;
કબહીં કઠિન હીયાલી પૂછઇ, કબહી સમસ્યા આપઇ રે. ૪ મૃ૦
ભાવ ભગતિ અતિ મીઠે બોલે, રાજા નઉ મન રંજઈ રે;
બીજી સઉકિ તણા જે નામાં, ચિત્ત લિખ્યાં તે મંજઈ રે.
૫ મૃ૦

---

૧ કવણ

આપણઉ પ્રિયુ આવરજી લીધઉ, મૃગાવતી પટરાણી રે;
જિમ ચંપક પાષાણ સિલાડી, લોહનઇ લ્યઇ લઘુ તાણી રે.
૬ મૃ૦

ઈમ સંસારના સુખ ભોગવતાં, ઊપનઉ ગરભ ઉદ્યોતી રે;
જિમ પૂરબ દિસિ ચંદ વિરાજઇ, સીપ સોહઇ જિમ મોતી રે.
૭ મૃ૦

પ્રગટચઉ પાંડુર ભાવ કપોલે, ગરભની વૃદ્ધિ જણાવઇ રે;
જાણે ગરભ સૂત્રની ટીકા, ગુપત અરથ સમઝાવઈ રે. ૮ મૃ૦

એક દિન રાણી ડોહલઉ ઊપનઉ, પણિ પૂરંતાં દોહિલઉ રે;
દિન દિન દુર્બલિ થાયઇ રાણી, તાસ ઉપાય ન સોહિલઉ રે.
૯ મૃ૦

એક દિન રાજા રાણી દીઠી, ચિંતાતુર વિલખાણી રે;
પૂછચઉ રાજા પ્રેમ સંઘાતિં, કિણ કારણિ દુહવાણી રે.
૧૦ મૃ૦

બાલિ સોનઉ જે કાન નઈ ત્રોડઈ, વચન કિણઇ તુઝ લોપ્યઉ રે;
દેસ નગરથી બાહિર કાઢું, તસુ જમ રાણઉ કોપ્યઉ રે.
૧૧ મૃ૦

તુઝ પ્રસાદ મુઝ નઇ રાજેસર, કરઇ સહુ કોઈ જીજી રે;
પણિ ડઉહલઉ પૂરઇ નહિ દુક્કર, બાત નહિં કાંઈ બીજી રે.
૧૨ મૃ૦

રુધિર ભરી વાવડિ માંહિ ઝીલું, તઉ મુઝ આણંદ હોઈ રે;
કહઈ રાજા ડઉહલઉ હૂં પૂરિસિ, કરિસિ ઉપાય તિ કોઈ રે.
૧૩ મૃ૦

ડઉહલા એહ તણઇ અનુસારઈ, પુત્ર હુસ્યઇ પરતાપી રે;
અનુરાગી અનુપમ વડભાગી, શત્રુ કટક સંતાપી રે. ૧૪ મૃ૦

ત્રીજી ઢાલ ભણી ડઉહલાની, રાગ કેદારા ગઉડી રે;
સમયસુંદર કહઇ રસિક હુસ્યઇ તે, આવસ્યઇ સુણિવા દઉડી રે.
૧૫ સૂ૦
[ સર્વગાથા ૫૩ ]

## ઢાલ ચઉથી—મધુકરી[1]
### રાગ—જયતસિરી

રાય ભણઇ મુંહતા ભણી, કરઉ કોઈ દાય ઉપાય, રાજા;
રાણી ડઉહલઉ પૂરવઉ, દિન દિન દુબલી થાઇ રા૦. ૧

ડઉહલઉ પૂરઇ નારિ નઉ, કરિય અનેક પ્રકાર રા૦;
સોહાગિણિ સાચી તિકા, જેહનઇ વસિ ભરતાર રાજા. ૨ આં૦

મંત્રી જુગંધર ચીનવઇ, કરિસું બુદ્ધિ પ્રપંચ રા૦;
રાણી ડોહલઉ પૂરિસ્યું, સગલઉ મેલિસુ સંચ રા૦. ૩ ડો૦

વાવિ[2] કરાવી વાગ મઇ, પાણી ભરી પ્રચંડ રા૦;
માંહિ કસુંભઉ મેલવઉ, જાણે લોહી કુંડ રા૦. ૪ ડો૦

હિવ રાણી મિરગાવતી, વાવડી ઝીલણ જાઇ રા૦;
આભ્રણ પહિરયા અતિ ભલા, આણંદ અંગ ન માઇ રા૦.
૫ ડો૦

સરસવ દ્રોવ સિરઇ ધરયા, કંઠ કુસમ કી માલ રા૦;
વેસ કસુંભલ વસ્ત્ર નઉ, તિલક વિરાજિત ભાલ રા૦. ૬ ડો૦

મારગ ચાલી મલપતી, હરિત જવારા હાથિ રા૦;
સધવ વધૂ સિરછત્ર ધરઇ, સહિય સમાણી સાથ રા૦. ૭ ડો૦

રામગિરી મલયાગિરી, ચંદ્રાઉલિ સુવિચાર રા૦;
હરખોલી દાસી તણઉ, પૂઠંઇ બહુ પરિવાર રા૦. ૮ ડો૦

---

[1] મધુકરની, [2] બાવ

ગીત ગાન કરઇ ગોરડી, અદ્દભુત સર્વ ઉપાય રા૦;
ચતુરંગ સેના પરિવરચઉ, સાથિ સતાનીક રાય રા૦. ૯ ડો૦
આવી રાણી વાવડી, અતિ સુંદર સોપાન રા૦;
રાણી પઇઠી ઝીલિવા, માનસ હંસ સમાન રા૦. ૧૦ ડો૦
ખડગ ઉઘાડા કર ગ્રહી, રાજા રહચઉ રખવાલ રા૦;
સાવધાન ચિહુંૢ[1]દિશ રહ્યા, સામંતક ભૂપાલ રા૦. ૧૧. ડો૦
લોકપાલ જાણે આવીયા, રાણી રિક્ષા કાજિ રા૦;
સૂર સુભટ તતપર રહ્યા, આપ આપણઇ (સહુ) સાજિ રા૦.
૧૨ ડો૦
રાણી ઝીલઇ રંગસ્યું, જિમ લેખણિ મસિ માંહિ રા૦;
જિમ વલિ હીંગલૂ ટોપસી, પીછી 'કહઇ[2] અવગાહી રા૦.
૧૩ ડો૦
ડોહલઉ પૂરચઉ આપણઉ, નારી નયન વિલાસ રા૦;
લાલ ભીનઈ ડીલ નીસરી, ઊભી પાવડ સાલ રા૦.
૧૪ ડો૦
ઢાલ એહ ચઉથી કહી[3], જઈતસિરી રાગ બંધ રા૦;
સમય સુંદર કહઇ હિવ સુણઉ[4], ભારંડ પંખી સંબંધ રા૦.
૧૫ ડો૦
(સર્વગાથા ૬૮)

॥ દૂહા ॥

વાવડી ઝીલી નીસરી, અંગ ઉઘાડઇ તેહ;
લાલ રંગ લાગી રહ્યઉ, જાણિ રુધિર ભૃત દેહ. ૧
ભારંડ નામા પંખીયઉ, ગગન ભમંતઉ દેખિ;
તુરત તે નીચઉ ઊતરચઉ, પૂરબ કરમ વિશેષ. ૨
આમિષ પંખી[5] એહ છઈ, ભલઉ મિલ્યઉ મુઝ ભક્ષ;
ચરણ ગ્રહી ઊડી ચલ્યઉ, સહુ દેખતાં પ્રત્યક્ષ. ૩

૧ સહૂ, ૨ કરઈ, ૩ ભણી, ૪ કહું ૫ પંડી

એ એ એ ભવતવ્યતા, કીધા કોડિ યતન્ન[1];
તઉ પણિ પાપી પંખીયઉ, લે ગયઉ નારિ રતન્ન. ૪

દ્રઉડઉ દ્રઉડઉ રે સુભટ, સર સાંધઉ કહઈ રાય;
પાપી ભારંડ પંખીયઉ, મુઝ જીવિત લે જાય. ૫

હાક બુંબ સુણિ સહુ મિલ્યા, સામંતક ભૂપાલ;
પેખત પંખી લે ગયઉ, રાણી નઈ તતકાલ. ૬

પંખી પૂઠઈ ચાલીયઉ, સેનાની સુપ્રતીક;
સાથઈ સેના અતિઘણી, ઊર્દ્ધ દૃષ્ટિ નિરભીક. ૭

[સર્વગાથા ૭૫]

## ઢાલ પાંચમી, જોગનાની

### રાગ—કેદારા

કરઈ રે વિલાપ મૃગાવતી, રાય કો છોડાવઈ
હું જીવન પ્રાણ સમી હુંતી, રાય૦ ૧
ભારંડ પંખી હું અપહરી રા૦ ચરણ બિહું મહિ લે ધરી રા૦ ૨
નખ પ્રહાર બહુ વેદના[2] રા૦ વિરહ વ્યથા બે[3] વેદના રા૦ ૩
કુટુંબ થકી હું વીછુડી રા૦ હું અબલા સંકટ પડી રા૦ ૪
સીહમુખઈ પડી મિરગલી રા૦ સીચાણઈ મુખ ચિડકલી રા૦ ૫
મંજાર મુખિ છછુંદરી રા૦ સાપ મુખઈ મુહિ ઉંદરી રા૦ ૬
નિજ પ્રીતમ સનમુખ જુવઈ રા૦ રાણી દુક્ખભરી રૂવઈ રા૦ ૭
કોઈ સૂરવીર સેનાપતિ મોનઈ કો છોડાવઈ, કોઇ દીન દયાલ
દયામતી[4] રા૦ ૮
ગરભવતી[5] હું ગોરડી મો૦ કરઉ રે કૃપા કોઈ મોરડી મો૦ ૯

---

૧ જતન્ન, ૨ છેદના, ૩ બેઊં, ૪ મહામતી, ૫ હુંતિ

હું સિતાનીકની પતિવ્રતા મો૦ ચેડા રાય તણી સુતા મો૦ ૧૦
ચેલણા રાણીની સુસા મો૦ હે હે હું પડી પરવસા મો૦ ૧૧
પ્રીતમ વિણ હું કયું રહું મો૦ વિરહ વેદન કિણ નઇ કહું મો૦ ૧૨
જલવિણ કિમ રહઇ માછલી મો૦ વાત કેતી કહું પાછિલી મો૦ ૧૩
કઉણ કુમતિ સુઝ ઊપની મો૦ અનરથની વાત નીપની મો૦ ૧૪
હા હા પાપ કિસા કિયા મો૦ વિરહ વિછોહા મઈ કીયા[1] મો૦ ૧૫
સાધુ મઇ કો સંતાપિયઉ મો૦ કિહાં લે જાસ્યઇ પાપીયઉ મો૦ ૧૬
કેડિ કરઇ નહીં કો અજી મો૦ જીવણકી આસ્યા તજી મો૦ ૧૭
કુણ જાણઇ કરસ્યઇ કિસ્યું મો૦ સંકટ સબલ પડયઉ ઇસું મો૦ ૧૮
ઈમ વિલાપ કરતી થકી મો૦ મો નહીં[2] કુણ છોડાવી સકી મો૦ ૧૯
સેનાની પૂઠઇ થયો મો૦ હિવ કુણ છોડાવઈ ૨૦
દૃષ્ટિ અગોચર તે ગયઉ મો૦ ૨૦

**(જિન ધર્મ છોડાવઈ)** । અહિનાણી આસૂ તણી વલિ ગયઉ તે ધરણીધણી જિ. ૨૧
આગઇ ખોજ ખબર નહી જિ૦ કટક પાછઉ આવ્યઉ વહી જિ૦ ૨૨
હાહાકાર સબલ હૂઓ હિ૦ રાય રાણી દુખ જૂજૂઓ જિ૦ ૨૩
કરમથી કો છૂટઇ નહીં હિ૦ એહ બાત ભગવંત કહી જિ૦ ૨૪
એ પાંચમી ઢાલ વિરહ તણી હિ૦ સમયસુંદર ઇણ પરિ ભણી જિ૦ ૨૫
[ સર્વગાથા ૧૦૦ ]

## ઢાલ છઠ્ઠી

### રાગ–વઈરાડી–ધનધન અવંતી સુકમાલ નઇ, એહની

સેનાની સિગલઉ કહયઉ, રાણી તણઉ સરૂપોજી;
ધરતી ધ્રસક ઢલી પડયઉ, મૂર્છાગત થયો ભૂપોજી, ૧

---

૧ દિયા, ૨ નહુ,

રાજા મનિ રાણી વસી, કરઇ રે અનેક વિલાપો જી;
હા હા સુંદર કિહાં ગઈ, નાવઇ કિમ[1] અદ્યાપોજી. ૨ રા૦

સીતલ ઉપચારે કરી, રાજા કીધા[2] સચેતો જી;
પ્રાણ પ્રિયા વલિ સાંભરી, દુક્ખ કરઈ તસુ હેતો જી. ૩ રા૦

મંત્રિ જુગંધર વીનવઇ, સુણિ સામી મહારાયો જી;
દુક્ખ ન કીજઇ નારિનઉ, લોક મઈ હાંસી થાયો જી. ૪ રા૦

આગઇ પિણ સીતા હરી, શ્રી રામચંદ્રની નારો જી;
નઇ વલિ દ્રૂપદી અપહરી, જસુ પાંડવ ભરતારો જી. ૫ રા૦

દુઃખ ન કીજઇ અતિ ઘણઉ, કીધા દાય ઉપાયો જી;
તિણ કારણ રાણી તણી, વલતુ[3] નિરતિ કરાયો જી. ૬ રા૦

ચંડપ્રદ્યોતન રાય નઇ, તઈં જીત્યો બહુ વારો જી;
તે તુઝ ચિંતા સાંભલી, લેસ્યઇ રાજ અપારો જી. ૭ રા૦

સૂર થઈ સાહસ કરી, પાલિ ભલી પરિ રાજો જી;
રાણી નિરતિ કરાવસ્યું, ભય જાસ્યઈ સહુ ભાજો જી. ૮ રા૦

રાજા મંત્રિ વચન સુણી, પાલઇ રાજ પવિત્તો જી;
ન્યાય તપાવસ[4] કરઈ ભલા, પણિ રાણીસું ચિત્તો જી. ૯ રા૦

દેખઇ નૃપ નારી[5] વિના, સહુ સૂનો સંસારો જી;
દેસિ પ્રદેસે નારિની, નિરતિ કરઇ વારવારો જી. ૧૦ રા૦

ઇણ પરિ ચઉદ વરસ ગયા, બ્રહ્મા વરસ સમાનો જી;
કઉણ પ્રકાર થયઉ તદા, તે સુણિજ્યો સાવધાનો જી. ૧૧ રા૦

ઢાલ છટ્ઠી છોટી ભણી, રાજા વિરહ વિલાપો જી;
સમયસુંદર કહઇ મોહની, કરમ તણઉ બહુ વ્યાપો જી. ૧૨ રા૦

[સર્વગાથા ૧૧૨]

---

૧ કેમ, ૨ કીધઉ, ૩ વલિ, ૪ તપાસ, ૫ દઈતા

## ઢાલ સાતમી

### રાગ–ગઉડી જકડીની

એક દિન મહાજન આવ એ, પુરુષ આગઇ કરિ એકો જી;
બે કર જોડી વીનવઇ, સુણિ રાજન સુવિવેકો જી.
સુવિવેક સુણિ એ પુરુષ કોઈ બેચતઉ દીઠઉ અમ્હે;
મણિ જડિત કાંકણ કનક કેરઉ નામાંકિત એ લ્યઉ તુમ્હે;
તે લેઈ હીયડઇ ભીડિ પ્રમદા, આલિંગન સુખ પાવ એ;
અત્યંત હરષિત હુવઉ રાજા, એક દિન મહાજન આવ એ. ૧

રાજા વલી વિમાસ એ, હીયડઈ દુઃખ ન માયો જી;
હા હા રાણી મુઈ સહી, તિણિં કાંકણ બેચાયો જી.
વેચાય કાંકણ તેણિ કારણિ વલિય પૂછઇ તેહનઈ;
તું પુરુષ કુણ કિહાં વસઇ કાંકણ કેમ લાધઉ[1] એહનઈ.
હૂં ભીમ નામઇ ભીલડઉ નઇ વસું વનિ ઇમ ભાસ એ;
મંઇ લાધઉ[2] કાંકણ જેણિ પરિ સુણિ રાજા વલી વિમાસ એ. ૨

હું મલિયાચલ વનિ રહું, ગ્રહું ગજ મોતી સારો જી;
પારધિ વધૂ નઇ હું પ્રેમસ્યું પહિરાઉં ઉરિ હારો જી.
ઉરિ હાર ચિત્રક ચર્મ પહિરું એ અમ્હ વેષ વખાણિયા;
મૃગ જેમ કુંજર સિંહ સ્યાલ જ્યું આપણઇ વસિ આણીયા.
ફલ ફૂલ ભોજન કરૂં મીઠા, ભીલડી સ્યું સુખ લહું;
વાંસલી વાઉં વાંસ કેરી, હું મલિયાચલ વનિ રહું. ૩

અહિ ચંદન તરુ વેઢિયઉ, ઈક દિન દીઠઉ સકોપો[3] જી;
લાંબી જીભ લબકાવતઉ, મસ્તકિ ફણિ આટોપો જી.
આટોપ ફણિ અતિ ઘણું કાલઉ, જેમ જલધરનિ ઘન ઘટા;
મણિ સીસ ઝબકઈ જાણિ બીજલિ, દેખિ ઉઠઇ રૂંકટા.

---

૧ લીધઉ, ૨ લહ્યઉ. ૩ સરૂપો જી

તે સાપ મારણ ભણી રાજન ઝટકિ ખડગ મઇં કાઢીયઉ,
તે સાપની મણિ લેણ કારણિ અહિ ચંદન તરુ વેઢિયઉ. ૪

બાલ કોઈ તબ બોલિયઉ, ઊંચઉ કરિ નિજ હાથો જી;
માં માં માં કહઇ મારિ માં, હિંસા દુરગતિ સાથો જી.
દુરગતિ સાથ એ કહી હિંસા, કેમ કીજઈ પારકી;
પર જીવ નઇ જે દુખ આપઇ, તેહ થાયઇ નારકી.
જિણ જીવ રાખ્યઉ મારતઉ તિણ મેરુ અધિક કનક દીયઉ;
તે ભણી મારિ માં સર્પ તૂં નર, બાલ કોઈ તબ બોલીયઉ. ૫

તે બાલક અતિ સુંદરૂ, રૂપઇં દેવકુમારો જી;
અંગ બત્રીસ લક્ષણ વસઇ, વિનય વિવેક વિચારો જી.
સુવિચાર જીવ દયા દીપાવઇ, કરઇ પર[1] ઉપગાર એ;
મુખ વચન અમૃતધાર વરસઇ, સોભાગી ગુણ સાર એ.
તસુ વદન પૂનિમચંદ સરિખઉ, નયન કમલ મનોહરૂ;
ગુણ વર્ણના હું કહું કેતી, તે બાલિક અતિ સુંદરૂ. ૬

તિણિ કહ્યઉ કાં મારઇ અહી, મઇં કહ્યઉ મણિ નઇ કાજો જી;
મોતી હાર વિચઇ હુસ્યઇ, મધ્ય નાયક મુઝ આજો જી.
મુઝ આજ હોસ્યઇ મધ્ય નાયક, ખુસી થાસ્યઇ ભીલડી;
મણિ દેહિ મુઝ સ્યું વેઢિ કરતી, રાતિ દિવસ ઘડી ઘડી.
ખિણ એક પડિખ તું મારિજે માં, આઘેરઉ ગયઉ ઇમ કહી;
હું ખડગ કાઢી રહ્યઉ[2] ઊભઉ, તિણિ કહ્યઉ કાં મારઇ અહી. ૭

માતા પાસિ બાલક ગયઉ, વીનતિ કરઈ કર જોડિ જી;
(કર) કાંકણ દ્યઉ મુઝ માત જી, પુત્ર નઉ પૂરઉ કોડિ જી.
પુત્ર નઉ પૂરઉ કોડ માતા, દીયઉ કાંકણ હાથ નઉ;
જિણ[3] સહ્યઉ વિરહ વિયોગ સઘલઉ, દુખ રાણી સાથ નઉ.

---

૧ જન, ૨ હુવઉ, ૩ જિમ

લે આણિ દીધઉ લેહુ કાંકણુ, હું પણિ અતિ હરખિત થયઉ;
જીવતઉ રાખ્યઉ સાપ રાજન, માતા પાસિ બાલક ગયઉ. ૮

તે મણિ કાંકણુ અતિ ભલઉ, અહિ મણિ કેહવૂ માનો[૪] જી;
રતન અમોલિક સારિખઉ, આભ્રણ અતિ પરધાનો જી.
પરધાન આભ્રણ લેઇ દીધઉ ભીલડી નઈ મઇ તદા;
તે પહિર હાથે હુઈ હરષિત પણિ વલે કહેઇ એકદા.
સુણિ કંત કોસંબી જઈ નઇ વેચિ કાંકણુ ગુણુ નિલઉ;
કાનિના કુંડલ આણિ પ્રીતમ તે મણિ કાંકણુ અતિ ભલઉ. ૯

એ બિરતાંત કંકણુ તણુઉ, રાજન મઇં કહ્યઉ એમો જી;
પાંચ વરસ રહ્યઉ માહરઇ, પહિર્યઉ પ્રમદા પ્રેમો જી.
પહિરીયો પ્રમદા પ્રેમિ કાંકણુ, પછઇ વેચણ આણીયઉ;
બેચતાં હાટઇ દષ્ટિ દીઠઉ, નગર લોક પિછાણીયઉ.
એ ઢાલ સાતમી કાનિ સુણતાં રાય મનિ આણંદ થયઉ;
ગણિ સમયસુંદર કહઇ ઇણિ પરિ એ વિરતાંત કાંકણુ તણુઉ. ૧૦

[ સર્વગાથા ૧૨૨ ]

॥ દૂહા ॥

સિતાનિક હરષિત હૂઉ, સાંભલિ સહુ વિરતાંત;
મન માંહે ઇમ ચિંતવઇ, પ્રગટયઉ પુણ્ય એકાંત ૧
પાંચ વરસ પહિલી હુંતી, મૃગાવતી વન માંહિ;
પુત્ર સંઘાતઈ પરિ વરી, કુસલ ખેમ ઉચ્છાંહિ. ૨
ચઉદ વરસથી જઉ મિલઇ, મૃગાવતી મુઝ નારિ;
વખતવંત મુજ સારિખઉ, કો નહિં એણિ સંસારિ. ૩
હિયડા મિલિવા હુંસ કરિ, ઊંચી થાતૂં બાહિ;
વિકસ્યા નેત્ર વિલોકિવા; સા જીવઇ વન માંહિ. ૪

---

૪ ગાનો.

મંત્રિ જુગંધર તેડિ કરિ, રાજ કાજ સહુ સુંપિ;
સતાનીક ઉચ્છક હુઉ, મિલણ મૃગાવતી ચૂંપિ. ૫
કંકણ કુંડલ આપિયા, આપ્યા દ્રવ્ય અનેક;
ભીમ સંતોષ્યઉ ભીલડઉ, વારૂ રાય વિવેક. ૬
ભૂપ કહઇ તૂં[1] ભીમડા, કરિ મુઝ નઇ ઉપગાર;
વાટ દિખાડિ આગઇ થકઉ, જિહાં તે દેવ[2]કુમાર. ૭
[સર્વગાથા ૧૨૯]

## ઢાલ આઠમી

### બાંગલિયાની[3] : રાગ—આસાઉરી

સિતાનીક રાજા ચાલ્યઉ; સેનાની લે સાથિ રે ! પારધિયા;
તું આગઇ ચાલિ ઉતાવલઉ રે, મારગ તોરઇ હાથિ રે પા૦ ૧
મેરઇ મારગ કા તૂં અગુઆ, મેરઇ મલયાચલકા એગુઆ[4];
હું માનિસિ રે માનિસિ તુઝ ઉપગાર પારધિયા ।। આં૦
હું માનિસિ તુઝ ઉપગારડઉ રે, દેઇસિ દ્રવ્યની કોડિ રે પા૦
હું દેઇસું[5] બાંહના બહરખા રે, કનક કુંડલની જોડિ રે પા૦ ૨
હું દેઇસુ વાગા નવ નવા રે, આભ્રણ અતિ પરધાન રે પા૦
હું દેઇસુ ભોજન અતિ ભલઉ રે, ઊપરિ ફોફલ પાન રે પા૦ ૩
હું દેઇસુ તોરી નારિનઇ રે, નિતનિત નવલા વેષ રે પા૦
તૂ દેજે અપણી નારિનઇ રે, ઘરસ્યઇ પ્રીતિ વિશેષ રે પા૦ ૪
આગઇ ચાલ્યઉ પારધી રે, પૂઠઇ ચાલ્યઉ રાય રે પા૦
મારગિ સઉણ[6] ભલા હૂઆ રે, આણંદ અંગિ ન માય રે પા૦ ૫
તિલક કિયઇ[7] સામ્હઉ મિલ્યઉ રે, પહિલઉ પુરષ પ્રધાન રે પા૦
કુંઆરી કન્યા મિલી રે, પીછઇ રાંધ્યઉ[8] ધાન રે પા૦ ૬

---

૧ સુણિ, ૨ દિવ્ય, ૩ બંગાલિયાંરી, ૪ પગુયા, ૫ દેઈસિ, ૬ સુહણ, ૭ કીયઉ, ૮ સીધ્યઉ.

વેદ ભણંતઇ વેદિયઇ રે, દીધઉ આસીરવાદ રે પા૦
ભેરીનાદ સુણ્યઉ ભલઉ રે, સામ્હઉ સંખનઉ નાદ રે પા૦ ૭
રાસ બંધા મિલ્યા બલધીયા રે, વલિય સવચ્છી ગાય રે પા૦
પૂરણ કુંભ સામ્હઉ મિલ્યઉ રે, દરપણ દરસણ[1] થાય રે પા૦ ૮
દીઠી દહીની આથણી રે, ફૂલ દીધઉ કિણિ આણ રે પા૦
નિરધૂમ અગનિ સામ્હી મિલિ રે, પુણ્ય તણઇ પરમાણ રે પા૦ ૯
સપલાણઉ ઘોડઉ મિલ્યઉ રે, ગજ દરસણ શ્રીકાર રે પા૦
વેશ્યા દીઠી વિલસતી રે, મચ્છ યુગમ અતિ સાર રે પા૦ ૧૦
ડાવા ઊપરિ બોલિયઉ રે, જિમણઉ ખર તતકાલ રે પા૦
માલ્હાલી પરભાતિની રે, ડાવી દેવિ રસાલ રે પા૦ ૧૧
માલ્હાલા મૃગલા હુઆ રે, વામી કાલિકા વાચ રે પા૦
દહિયા પુંછી દાહિણી રે, તીતર બોલ્યઉ સાચ રે પા૦ ૧૨
સ્યાલ હૂવા વલિ સાવટૂ રે, પૂઠઇ પ્રેરઇ વાચ રે પા૦
જિમણા નાહર ઊતરચા રે, દરસણ નઉલ દિખાય રે પા૦ ૧૩
નીલ ચાસ[2] તોરણ બાધિયઉ રે, મોરઇ કીધઉ છત્ર રે પા૦
સઉણ[3] કહઈ સગલાં સહી[4] રે, મિલસ્યઇ પુત્ર કલત્ર રે પા૦ ૧૪
પુહતઉ ભૂપ ઉતાવલઉ રે, મલયાચલ વન પાસિ રે પા૦
ચંદન રૂંખ ચિહું દિસઇ રે, પરમલ મહકઇ તાસ રે પા૦ ૧૫
આઠમી ઢાલ પૂરી થઈ રે, સબ જન અધિક સુહાત રે પા૦
સમયસુંદર કહઇ હિવ કહું રે, મલયાચલની બાત રે પા૦ ૧૬
[ સર્વગાથા–૧૪૫ ]

### દૂહા

ભીમ કહઇ સુણિ ભૂપતી, મલયાચલ વન એહ;
બાલક અહિ જિહાં છોડીયઉ[5], લીધઉ[6] કાંકણ તેહ. ૧

---

૧. દરસણ આણંદ, ૨. વાસ, ૩. સુહણ, ૪. મિલ્યા, મિલી, ૫. છોડચ્યઉ, ૬. દીધઉ.

ચંદન રૂંખ ઘણા ઇહાં, પરિમલ ઘણા પ્રધાન;
ભોગી લપટાણા રહઇ, જોગીસર જિમ ધ્યાન. ૨
પવન કંપાવ્યા તરુ નમ્યા, તે તુઝ કરઇ પ્રણામ;
અભ્યાગત આવ્યા ભણી, વિનય ઘણુઉ ઇણ ઠામ. ૩
કોઇલ કરઇ ટહૂકડા, મોર કરઇ કિંગાર;
સ્વાગત પૂછઇ તુજઝનઇ, તરુવર પણિ સુવિચાર. ૪
વાજઇ સીતલ વાયરે, ધૂજઇ વિરહી દેહ;
વિરહાનલ વ્યાપઇ ઘણુઉ, સાલઇ અધિક સનેહ. ૫
આપ થકી વેદન લહી, સીખ દ્યઇ મુજઝ સુપ્રસન્ન;
વાટ જોતી હુસ્યઇ ભીલડી, મુઝ થાનકિ આસન્ન. ૬
ચઉદ વરસ વિરહઉ સહ્યઉ, નૃપ કહઇ મઇ પ્રસ્તાવિ;
તૂં કાંઇ થાયઇ ઊતાવલઉ રે, વલિ આઘેરઉ આવિ. ૭
ભીમ કહઇ આવું નહીં, એ[1] તાપસ આશ્રમ્મ;
મુઝ પાપી નઇ દેખતાં, બાલી કરઇ ભસમ્મ. ૮
હું જાઇસુ ઘર માહરઇ, તૂં મિલિજે નિજ નારિ;
આસ્યા સબહી વલ્લહી, આસ્યા ફલઉ અપાર. ૯
ભલી પરિઠિ સ્યું ભીમનઇ, દીધી સીખ નરિંદ;
આયઉ ઘરિ ઊતાવલઉ, નારી નિત આણંદ. ૧૦

[સર્વગાથા ૧૫૫]

## ઢાલ—નવમી

### સુગુણસનેહી રે મેરે લાલા
### રાગ—કેદારા ગઉડી

નૃપ આગલિ નિરખઇ વનતીરં, તાપસ આશ્રમ ગુહિર ગંભીરં;
અંબ કદંબ ચંપક કણવીરં, અગર તગર નાલેર અંબીરં. ૧
નાગ પુનાગ સાગ જંમીરં, તાલ તમાલ અસોક ઉસીરં;
વૃક્ષ મૂલ સિંચિત બહુ નીરં, કોકિલ નાદ અનોપમ કીરં. ૨

૧. ઇહાં.

મધ્ય ભાગ મઠ ઉટજ કુટીરં; બઇઠા તાપસ વૃદ્ધ[1] સરીરં;
મસ્તકિ કેશ જટા કોટીરં, તપ જપ ક્રિયા સાહસ ધીરં. ૩

રાખઇ નહિં કો[2] ધાતકથીરં, પરિગહુ[3] ન ધરઇ એક કસીરં;
વનફલ ભક્ષ કરેવા નીરં; કે ચીભડ કાલિંગ મતીરં. ૪

રિષિ ચાલઇ નહિ જિહાં વહઇ સીરં, હરિ મૃગ અહિ નકુલાણ ન પીરં;
પાડઇ[4] નહી તરુફૂલ સમીરં, તાપસ સબલ હટક નઇ હીરં. ૫

ત્રોડઇ કરમ બંધ[5] જંજીરં, ભવ રિપુ પણિ[6] ભંજણ મહાવીરં;
કાપઇ મૂલથી દુઃખ કરીરં, અદ્ભુત મહકઇ સીલ અબીરં. ૬

પહિરણ સુંદર વલકલ ચીરં. વાજણ[7] વન ફલ પદ મંજીરં;
નિજ બાલક ધવરાવતિ ખીરં; તાપસણી તનુ વરણ ડિંડીરં. ૭

એહવઉ તાપસ આશ્રમ નિરખ્યઉ, સિતાનીક[8] રાજા મન હરખ્યઉ;
સેના બાહિર મુકી પુહતઉ, સેનાની સ્યું દેખિ[9] કહતઉ. ૮

દેખિ સેનાની અચરિજ એહવઉ, સીહ અંકઇ મૃગ ક્રીડઇ કેહવઉ;
નાગ[10] નકુલ એ એકઠા સુખ પામઇ, વઇર વિરોધ નહી ઇણિ ઠામઇ. ૯

તાપસ બાલક કરઇ નિવાર[11], માણસ જિમ મૃગલા ચારઇ સાર;
દેખિ દાહિણ ભુઝ ફુરકઇ અંગ, નયન ભુજાધર માલ[12] સુરંગ. ૧૦

કહઇ સેનાની તુઝ દુખ ટલિસ્યઇ, સકુન પ્રમાણિ મનોરથ ફલિસ્યઇ;
એહવઇ એક કાઇ[13] બાલક દીઠઉ, લોચન જાણે અમિય પયઠઉ. ૧૧

સકલ કલા ગુણ લક્ખણ સોહઇ, મુનિવર સુર નરનારિન[14] મોહઇ;
તેજ પુંજ કરિ જાણિ દિણંદ, ચંદતણી પરિ નયણાણંદ. ૧૨

કિણ હી કારણ તે રીસાણઉ, તામસ ભાવ ધરઇ વિલખાણઉ;
એક તાપસ તે બાલ મનાવઇ, મીઠા વચન કહી સમઝાવઇ. ૧૩

---

૧. બદ્ધ, ૨. કિં; ૩. પરિગ્રહ, ૪. પીડઈ, ૫. બંધણ, ૬. રિણ, ૭. વીજણ, ૮. સતાનીક, ૯. એહવઉ, ૧૦. અહિ, ૧૧. વનવ્રીહિ, ૧૨. ગાલ, ૧૩. કોઈ, ૧૪. નામન.

ભૂપ ભણઇ વલિ સુણિ સેનાની, મુઝ નયણાં મનિ બાત એ માની;
જોસ્યાં રૂપ કુમર નઇ[1] મિલિસ્યાં, બોલાયાં[2] વિણ પાછા ન[3]
વલિસ્યાં. ૧૪

એ[4] બાલક ન દીઠઉ પહિલઉ, તઉ પણિ પ્રેમ પ્રગટ થયઉ વહિલઉ;
જેણઇ[5] દીધઉ અહિ અભયદાન[6]; જાણે તેહિજ કુમર પ્રધાન. ૧૫

પૂછું તાપસ કિસું[7] વિમાસઇ, ઇમ ચીંતવી ગયઉ તાપસ પાસઇ;
તાપસ ચરણે નાંમ્યું સીસ, તાપસ પિણ દીધી આસીસ. ૧૬

તિણિ અવસરિ આયઉ તે બાલ, તાપસ અંકિ લીયઉ તતકાલ;
માથઇ હાથ ફેર્યઉ સસનેહ, તેહવઇ પ્રસન કીયઉ નૃપ તેહ. ૧૭

કહઉ કેહનઉ એ પુત્ર રતન્ન, જીવ તણી પરિ કરઉ જતન્ન;
કહઉ સામી એહની કુણ માત, જિણિ એ પુત્ર જિણ્યઉ સુવિખ્યાત, ૧૮

નવમી ઢાલ કહી મઇ એહ, પણિ ભાગઉ નહિં અજીય સંદેહ;
સમયસુંદર કહઇ સુણઉ એકંત, તાપસ કહસ્યઇ સહુ વિરતંત. ૧૯

[ સર્વગાથા–૧૭૪ ]

## દૂહા

સુણિ રાજા તાપસ કહઇ, (એ) આશ્રમ ધરમા નાંમ[8];
બ્રહ્મભૂતિ તાપસ વડઉ, વિશ્વભૂતિ શિષ્ય નામ. ૧

વિશ્વભૂતિ તે એકદા; લહિ ગુરુનઉ આદેશ;
ઇંધણ લેણ ભણી ગયઉ, મલયાચલનઉ દેસ. ૨

તિહાં દીઠી ઈક કામિની, મૂર્છાગત સુકમાલ;
વસ્ત્ર કસુંભલ પહિરણઇ, કુસુમ તણી કંઠ માલ. ૩

રૂપવાન અતિ રૂયડી, જાણે અપછર એહ;
ઉન્નત પીન પયોહરા, કંચન વરણી દેહ. ૪

૧. સ્યૂં, ૨. ચાલ્યાં, વાલ્યાં, પણિ ૩. નહિં, ૪. મંઇ બાલક દીઠઉ એ પલિહઉ, ૫. જિણિ, ૬. અભયાદાન, ૭. કિસીય, ૮. રામ.

તાપસ કરુણા ઊપની, લેઇ કમંડલ નીર;
મૂરછા દુખ મેટણ ભણી, છાંટયઉ તાસ સરીર. ૫
[ સર્વ ગાથા ૧૭૯ ]

## ઢાલ—દસમી

### રાગ–ધન્યાસી : હરિયા મન લાગઉ એહની

અબલા ઊઠિ બઇઠી થઇ, રોવા લાગી રાનિ રે;
પ્રીતમ સ્યું કીધઉં.

રોતી મૃગ રોવરાવિયા, દુખ દેખી[1] અસમાન રે, પ્રી૦
સાર ન કીધી માહરી, દોહિલઉ દુક્ખ વિયોગ રે, પ્રી૦ ૧

સૂરવીર તૂં સાહસી, હું તુઝ અબલા નાર રે, પ્રી૦
મુઝ નઈ કિમ રાખી નહીં, તુઝ વિણુ કુણુ આધાર રે, પ્રી૦ ૨

તુઝ ઉછંગિ હું ખેલતી, કરતી કોટિ વિલાસ રે; પ્રી૦
ખિણુ વિયોગ સહતી નહી, આજ તજી સહુ આસ રે, પ્રી૦ ૩

ચંદ સુરિજ નવિ દેખતી, રહતી રંગિ આવાસ રે; પ્રી૦
હીંડોલા ખાટ હીંચતી, તુઝ વિણુ ઘડી છ માસ રે, પ્રી૦ ૪

ગરભની થાંપણિ તાહરી, જઉ મુઝ પાસિ ન હુંત રે; પ્રી૦
તઉ મરતી તતકાલ હું, વિરહ ન સહતી કંત રે, પ્રી૦ ૫

હરિણુ જૂથથી હરિણુલી, ભૂલી ભમઇ ચલ ચિત્ત રે; પ્રી૦
બોલાવી અબલા તદા, તાપસ વચન પવિત્ત રે, ૬
દૈવ ભલું કીધું.

બહિન મ કરિ દુખ બીહ માં, હું બાંધવ છું તુજઝ રે; દૈ૦
નગર સમઉ આશ્રમ ઇહાં, આવિ તું સાથઇ મુજઝ રે, દૈ૦ ૭

જિમ (શ્રી) વઇરજંઘ આશ્રમઇ, સીતા જાયા[2] પુત્ર રે; દૈ૦
તિણુ પરિ તુઝ પ્રસૂતની, પડિસ્યઇ વાત સસૂત્ર રે, દૈ૦ ૮

---

૧. દેતી, ૨. જાયઉ.

બંધવ વચન હરષિત હુઇ, તાપસ સંગતિ સાર રે; દે૦
સીલ ભલી પરિ પાલિસ્યું, સફલ હુસ્યઇ અવતાર રે, દે૦ ૯
સીલઇ સંકટ ભાજિસીઇ, ટલસ્યઇ વિરહ વિયોગ રે; દે૦
સીલઇ સુખ સંપતિ હુસ્યઇ, મિલસ્યઇ પ્રીય સંયોગ રે; દે૦ ૧૦
વલિ જાણું[1] ઝૂરું કિસું, સાંભલિ તે નહિં કોય રે;
દૈવ તઈં સ્યું કીધું.
આગઇ પણિ સુણિયઇ સતી, કષ્ટ પડી જીવ જોય રે, દે૦ ૧૧
રાવણ સીતા અપહરી, વીછડીયાં નહિં સુખ રે; દે૦
રાતિ દિવસ રહઇ ઝૂરતી, વલી કલંકનઉ દુખ રે, દે૦ ૧૨
મઇણરેહા દુખ કુણ પડ્યા, પ્રીતમ માર્યઉ તાસ રે; દે૦
રાજ છોડી નિસિ નીસરી, પડિય વિદ્યાધર પાસ રે, દે૦ ૧૩
અબલા હાથી અપહરી, દધિવાહનની નારિ રે; દે૦
દુખ પાડ્યઉ[2] પદમાવતી, અટવી ડંડાકાર રે, દે૦ ૧૪
દવદંતી સૂતી થકી, મૂંકી ગયઉ નલ રાય રે; દે૦
વિરહ વિલાપ કિયા (તિણ) ઘણા, તે મઇ કહ્યા ન જાય રે, દે૦ ૧૫
પાંચ પાંડવની ભારજ્યા, દ્રૂપદી નામ છઇ તાસ રે; દે૦
પદ્મોત્તર પાપી હરી, વિરહઉ સહ્યઉ છ માસ રે, દે૦ ૧૬
ગીત ગાયન લખમણ કહ્યા, ભરમ પડ્યઉ ભરતાર રે; દે૦
સતી નરમદા સુંદરી, વનિ છોડી નિરધાર રે, દે૦ ૧૭
વન માંહિં મૂંકી એકલી, દૂષણ દીધઉ કંત રે; દે૦
કાપ્યા હાથ કલાવતી, પુત્ર જિણ્યઉ પરજિંત રે, દે૦ ૧૮
બાર વરસ સીમ પરિહરી, પવનંજય નિજ કંત રે; દે૦
અંજણા સુંદરી દુખ સહ્યા, વન જાયઉ હનુમંત રે, દે૦ ૧૯
ચ્યાર માસ સંકટ પડી, કઠિન કીયા તપ જાપ રે; દે૦
રતિસુંદરી અણ છૂટતી, લોચન કાઢ્યા આપ રે, દે૦ ૨૦

---

૧. જાસું, ૨. પામ્યઉ.

રુકમણિ સઉકિ અભાગિણી, દીયઉ રાક્ષસણિ દોસ રે; દે૦
નગર બાહિર કાઢી વલી, ઋષિદત્તા નહિં રોસ[1] રે, દે૦ ૨૧

રતિવલ્લભ નૃપની પ્રિયા, કમલા દીઠા[2] દુકખ રે; દે૦
પગિ અઠીલ પરવસિ પડી, તાડના સહી અતિ તિક્ખ રે; દે૦ ૨૨

સતિ સુભદ્રા શ્રાવિકા, દીધઉ સાધુ કલંક રે; દે૦
ચિંતાતુર કાઉસગિ રહી, સાસૂ નણંદ નઉ વંક રે, દે૦ ૨૩

ઇમ અનેક માંહિં દુખ પડ્યા, તઉ મુઝ કેહી બાત રે; દે૦
ઇમ મન વાલ્યઉ આપણઉ, રાણી રહી વિલલાત રે, દે૦ ૨૪

ઇમ ધીરજ મન મઇં ધરી, આશ્રમ ગઈ રિષિ સાથિ રે; દે૦
બ્રહ્મભૂતિ ચરણે નમી, માથઇ જોડી હાથ રે; દે૦ ૨૫

ચક્રવર્તિ સરિખઉ હુજ્યો, તાહરઇ પુત્ર રતન્ન રે; દે૦
તાપસ પતિ આસીસ ધઇ, અવિઘટ સાધુ વચન્ન રે; દે૦ ૨૬

તિણિ આશ્રમિ પ્રિયદંસણા, પ્રમુખ તાપસી વૃંદ રે; દે૦
દેખિ વિનીત મૃગાવતી, પામ્યઉ પરમાણંદ રે; દે ૨૭

સર સોહઇ જિમ કમલિણી, તિમ આશ્રમ તિણિ નારિ રે; દે૦
મૃગાવતી ભેલી[3] રહઇ, તાપસણી આચાર રે, દે૦ ૨૮

આધરણી કરતૂત જે, તે કીધઉ બ્રહ્મભૂતિ રે, દે૦
પગિ પગિ તાપસણી કરઇ, પરચરજ્યા પરભૂત રે; દે૦ ૨૯

દસમી ઢાલ મૃગાવતી, ત્રોડ્યા[4] અસુભ કરમ્મ રે; દે૦
સમયસુંદર કહઇં સાંભલઉ, થાસ્યઇ પુત્ર જનમ્મ રે; દે૦ ૩૦

[સર્વગાથા ૨૦૯]

## દૂહા

હિવ પૂરે માસે થએ, ગ્રહ આયા ઉચ્ચ રાસિ,
સુભ લગન વેલા ઘડી, પુત્ર[5] નક્ષત્ર ચન્દ્ર પાસિ. ૧

૧. દોસ, ૨. દીના, ૩. ભલી પર, ૪. તુટાં, ૫. પુષ્ય

તિણિ વેલા મિરગાવતી, જાયઉ પુત્ર પ્રધાન,
પૂરબ દિસિ રવિ બિંબ જિમ, તેજ પુંજ અસમાન, ૨
[સર્વગાથા ૨૧૧]

## ઢાલ ઇગ્યારમી

### ભમરાની. રાગ—ગઉડી

જાયઉ પુત્ર મૃગાવતી, પુત્ર જાયઉ રે; પ્રગટયઉ આણંદ પૂર,
રાજપુત્ર જાયઉ રે.
તેજ કરી તનુ દીપતઉ પુ૦ અંધકાર ગયઉ દૂર રા૦ ૧
સબદ કરઇ જે પંખિયા પુ૦ તે ગાયઇ વનસિરિ ગીત રા૦
સુથિર વાસ તે વાંસુલી પુ૦ વાજઇ સુંદર રીતિ રા૦ ૨
બાંધ્યા તોરણ તાપસે પુ૦ નવ પલ્લવ સહકાર રા૦
કુસમ વૃષ્ટિ તરુવર કરઇં પુ૦ ભટ્ટ ભણઇ જયકાર રા૦ ૩
આણંદ કલરવ ઊડિયા પુ૦ પંખી ચિહું દિસિ જંતિ રા૦
પુત્રવધાઇ દેઇણકું પુ૦ જાણઇ દ્રઉડે ખંતિ રા૦ ૫
અહમહતી મિલિ તાપસી પુ૦ આણંદ અંગિ ન માઇ રા૦
સૂત કરમ કરઇ તેહનઇ પુ૦ જિમ પુત્રી ની માઇ રા૦ ૫
તાપસ મનમાંહિ ચિંતવઇ પુ૦ સ્યું દીજઇ તસુ[1] નામ રા૦
એહવઇ આકાસિ ઊછલી પુ૦ દેવવાણી અભિરામ રા૦ ૬
દેવવાણી યથા :—

ક્ષોણીરક્ષણદક્ષણઃપદનતાનેકક્ષમાધીશ્વરઃ
સંગીતાદિકલાકલાપકુશલસ્તેજસ્વિનામાગ્રણી
રૂપાચાસ્તમનોભવઃ પરિણતઃ ન્યાયૈકમૂર્તિસ્ત્વધી–
ર્ભાવી સાહસિકાગ્રણીરુદયનો રાજાધિરાજોહ્યયં. ૧

---
૧ સુત

દેવવાણી સુણિ એહવી પુ૦ વૃધ તાપસ હિત કામ રા૦
સુણિ રાજન એહ સુત તણઉ પુ૦ ઉદયન દીધઉ નામ રા૦ ૭
તાપસી[1] ખેલાવીંજતો પુ૦ સોભાગી સુખકંદ રા૦
દિન દિન વાધઇ દીપતો પુ૦ બીજ તણઉ જિમ ચંદ રા૦ ૮
શ્રી બ્રહ્મભૂતિ કરાવીયઉ પુ૦ સકલ કલા અભ્યાસ રા૦
આજ કાલિહિ ન કરઇ કહ્યઉ પુ૦ પ્રગટયઉ તેજ પ્રકાસ રા૦ ૯
વચન સહઇ નહી કેહનઉ પુ૦ માંડઇ કલભ સું જુધ્ધ રા૦
સીહ સરભ મારઇ સદા પુ૦ વાત કરઇ એ વિરુદ્ધ રા૦ ૧૦
કિણિ તાપસ હાસઉ કીયઉ પુ૦ રે તુઝ બાપ નિલજ્જ રા૦
અજી ન ચીતારઇ આપણા પુ૦ પુત્ર કલત્ર સકજ્જ રા૦ ૧૧
તાતની હીલા (ઇમ) સાંભલી પુ૦ આજ રીસાણઉ નિટોલ રા૦
લક્ષણ એહ સપુત્ર નઉ પુ૦ ન ખમઇ બાપ કુબોલ રા૦ ૧૨
તાત સમીપિ જાવા ભણી પુ૦ અતિ ઉચ્છક થયઉ તેહ[2] રા૦
તિમ[3] માનસ સર હાંસલી[4] પુ૦ અમ્હ ઊપરિ નિસનેહ રા૦ ૧૩
માતાદિક વારી જતઇ પુ૦ કીધઉ આકરઉ નીમ રા૦
નહી દેખું નિજ તાતનઇ પુ૦ નહી જીમું તાં સીમ રા૦ ૧૪
આજ ચાલ્યઉ ઉતાવલઉ પુ૦ બાપ ભણી વાય વેગિ રા૦
વિશ્વભૂતિ પૂછઇ જઇ પુ૦ આલ્યઉ કરી ઉદેગ રા૦ ૧૫
હું રાજન્! વિશ્વભૂતિ તે પુ૦ ઉદયન નામ એ બાલ રા૦
એહની માત મૃગાવતી પુ૦ તે આવસ્યઇ તતકાલ રા૦ ૧૬
એ વિરતાંત સુણી કરી પુ૦ સિતાનીક નરનાહ રા૦
સેનાની પ્રતિ ઇમ કહઇ પુ૦ ઉલટયઉ અંગ ઉચ્છાહ રા૦ ૧૭
હું ધન્ય હું કૃત પુણ્ય હું પુ૦ મુઝ ત્રિભુવન બહુ તેજ રા૦
જસુ કુલ મંડણ કુલ તિલઉ પુ૦ એહવા પુત્ર સહેજ રા૦ ૧૮

૧ તાપસીએ ખેલાવીજતઉ, ૨ એહ, ૩ જિમ, ૪ હંસલઉ

ભૂપ ભણઇ બાલક પ્રતઇ પુ૦ બાહ પસારી બેઉ રા૦
આવિ વચ્છ આલિંગ દે પુ૦ બાપ ભણી સુખ દેઉ રા૦ ૧૯
દૂરી કરઇ બાલક તેહનઇ પુ૦ સિતાનીક મુઝ બાપ રા૦
બીજઉ બાપ માનું નહીં પુ૦ જઉ આવઇ ઇંદ્ર આપ રા૦ ૨૦
એ પણિ ઢાલ ઇગ્યારમી પુ૦ પૂરી થઈ મિલ્યઉ બાપ રા૦
સમયસુંદર કહઇ હિવ કહું પુ૦ મૃગાવતી મેલાપ રા૦ ૨૧
[સર્વગાથા ૨૩૨]

## દૂહા

તેહવઇ દીઠી આવતી, મૃગાવતી નિજ નારિ;
ડીલઇ અતિ ઘણું દૂબલી, તાપસણી પરિવારિ. ૧
કરિ ફૂલ વલકલ પહિરણઇ, નિરખંતી નિજ કંત;
કઇ પ્રિયુ કઇ પ્રિયુ સારિખઉ, સંકા પડી તુરંત. ૨
રાજા રાણી દેખિ કઇ[1], મન મઇં ચિંતઇ એમ,
લાધઉ ત્રિભુવન રાજ મઇ, અથવા પુરસો હેમ. ૩
[સર્વગાથા ૨૩૫]

## ઢાલ–બારમી

### ઓલગડીની

### રાગ–મલ્હાર

ચિંતવઇ ચિંતવઇ સિતાનીક રાજા લાજતઉ રે, મુખ હું દિખાડું કેમ;
રાણીનઇ રાણીનઈ વિયોગઇ હું રહ્યઉ જીવતઉ રે, પૂરઉ ન પલ્યઉ પ્રેમ. ૧
વીછડીયા વીછડીયા વાલ્હેસર સહી મિલઇ જીવતા રે, મૂઆ મૂકી આસ;
જાયઇનઇ જાયઇનઇ જમારઉ આસ્યા વીધલાં રે, વરસ અનઇ વલિ માસ. ૨ વી૦
મૃગાવતી મૃગાવતી મુઝ વિણુ રહી જીવતી રે, તે તઉ જુગતી બાત;
ગરભણી ગરભણી થાંપણ રાખી જોઇજે રે, દોસ ન દેણઉ જાત. ૩ વી૦

---

૧ કરિ

સેનાની સેનાની સંઘાતઇ રાજા ઈમ કહઇ રે, જાવઉ રાણી પાસિ;
અપરાધ અપરાધ ખમાવઉ સગલઉ માહરો રે,અબલા કરઉ ઉલાસ. ૪ વી૦

સેનાની સેનાની ખમાવઈ અપરાધ પાય નમી રે રાણી દ્યઈ આસીસ;
ઓલંભઉ ઓલંભઉ કહાડઈ આપણા કંત નઈ રે પણિ મન માંહિ નહિં
રીસ. ૫ વી૦

અતિ ઘણી અતિ ઘણી હુંતી તાહરઈ ગોરડી રે મુઝ વીસારી તેણિ;
આપણી આપણી અમોલિક થાંપણિ વીસરી રે તે તુઝ પૂછું કેણિ. ૬ વી૦

ભૂપતિ ભૂપતિ ભણઈ સુણ સુંદરિ તુઝ વિના રે જે દુખ સહ્યા અપાર,
તે દુખ તે દુખ જાણઇ એક મન માહરઉ રે કઇ જાણઇ કરતાર. ૭ વી૦

સેનાની ( સેનાની કહઇ ) સુણઉ મોરી સ્વામિની રે નિપટ ન દીજઇ છેહ.
પ્રીતમ પ્રીતમ તુમ્હારઉ આમણ દૂભણઉ રે આઇ મિલ્યઉ સસનેહ. ૮ વી૦

મૃગાવતી મૃગાવતી રાણી પ્રીતમ નઇ મિલી રે કુમર નઈ આંઘઉ તેડિ;
ઈમ કહઇ ઇમ કહઇ હું પ્રિય તુઝ મન મઈ હુતા[1] રે નહી તઉ કુણ કરઇ
કેડિ. ૯ વી૦

એ તુઝ એ તુઝ નંદન સકલ કલા નિલઉ રે બ્રહ્મભૂતિ સુપસાય;
હું વનિ હું વનિ રહી દુખ ભરિ ઝૂરતી રે ઈક સુત દીઠાં સુખ થાય. ૧૦ વી૦

પુત્ર નઇ પુત્ર નઇ કહઇ વચ્છ ઊઠિ ઉતાવલઉ રે બાપ નઇ કરિ પરણામ;
ઉતકંઠા ઉતકંઠા કરતઉ જસુ મિલવા તણી રે તે તુઝ સીધઉ કામ. ૧૧ વી૦

પુત્રનઇ પુત્રનઇ હીયા સ્યું ભૂપ ભીડિયઉ રે બઇસાર્યઉ ઉછંગ;[2]
આણંદ આણંદ પ્રગટ્યઉ અતિ ઘણઉ રે જાણ્ય ગંગ તરંગ. ૧૨ વી૦

વીનવઇ વીનવઇ નરેસર વિશ્વભૂતિ નઇ રે મોટઉ તુમ્હ ઉપગાર;
વરણના વરણના કહું કેતી તુમ્હ તણી રે કીધઉ કુલ ઉદ્ધાર. ૧૩ વી૦

તાપસ તાપસ કહઇ સૂણિ તુઝ નારી તણઉ રે પૂરબ પુણ્ય પદૂર;
અથવા અથવા મહાતમ એહના સીલ નઉ રે દુખ દોહગ ગયા દૂરિ. ૧૪ વી૦

---

૧. હુંતી, ૨. ઉછરંગ.

સહુ મિલી સહુ મિલી તાપસપતિ ના પાય નમીજી કીધી સીખ આણંદ,
મુનિવર મુનિવર દીધી નૃપનઇ આસિષા રે ચિરજીવે ચિરનંદ. ૧૫ વી૦
બારમી બારમી ભણી મઇ ઢાલ ઇણિ પરઇ રે પ્રગટયઉ બહુ પ્રેમ;
સીલ સીલ પ્રમાણઇ દુખ[1] સવિ ટલઇ રે સમયસુંદર કહઇ એમ. ૧૬ વી૦
[ સર્વગાથા ૨૫૧ ]

## દૂહા

સેના સગલી સાથિ લે, ચાલ્યઉ તિહાંથી રાય;
પુત્ર કલત્ર પરિવાર સ્યું, નિજ નગરી ભણી જાય. ૧
અટવી લાંઘી અતિ ઘણી, સિતાનીક નિરભીક;
આયઉ ઘણું ઉતાવલઉ, નયરી સીમ નજીક. ૨
મૃગાવતી લે આવિયઉ, કોસાંબી નઉ રાય;
દીધી વેગિ વધામણી, પામ્યઉ કોડિ પસાય. ૩
[ સર્વગાથા ૨૫૪ ]

## ઢાલ—તેરમી

### રાગ—સોરઠી, કાછિબાની

વાગા જાંગી ઢાલ હે સખિ વાગા જાંગી ઢાલ આયઉ કોસંબી કેરઉ રાજીયઉ;
વાગા ભુંગલ ભેરિ હે સખિ વાગા ભું૦ નાદઈ જાણે કરિ અંબર ગાજીયઉ. ૧
વાગા વેણિ મૃદંગ હે સખિ વાગા વે૦ સંખ તણા વલિ સબદ સુહામણા;
વાગા તાલા[2] કંસાલ હે સખિ વાગા તા૦ ઘરિઘરિ ઉચ્છવ રંગ વધામણા. ૨
સિણગાર્યા સવિ હાટ હે સખિ સિ૦ લાલ પટંબર અંબર[3] છાઈયા;
બાંધ્યા તોરણ બારિ હે સખિ બાં૦ સગલી ગલીએ ફૂલ વિછાઇયા. ૩
પાખરિયા પાટઉદ હે સખિ પા૦ તાજા તુરંગમ તેજી હીંસતા;
મદ ઝરતા માતંગ હે સખિ મ૦ ઊંચા જાણે કરિ પરબત દીસતા. ૪

---
૧ સંકટ, ૨ તાલ, ૩ ઊપરિ

સિર ધરિ પૂરણકુંભ હે સખિ સિ૦ સામ્હી સોહાગિણિ આવઇ મલપતી;
ગોરી ગાવઇ ગીત હે સખિ ગો૦ નારિ વધાવઇ આપણ ભૂપતિ. ૫
હય ગય રથ પરિવાર હે સખિ હ૦ મંત્રિ યુગંધર સામ્હો આવીયઉ;
પઇસારઉ કરિ સાર હે સખિ ૫૦ સુંદર સારઉ નગર સોભાવીયઉ. ૬
પ્રણમ્યા ભૂપતિ પાય હે સખિ પ્ર૦ પૂઠઇ મૃગાવતી રાણી ચંદ્રમુખી;
રાજા પૂછી વાત હે સખિ રા૦ મુઝ મંત્રીસર પરજા છઈ સુખી. ૭
રાજન તુઝ પરસાદ હે સખિ રા૦ આણંદ લીલા લોક સહૂ[1] કરઈ;
મેહ તણી પરિ વાટ હે સખિ મે૦ જોતાં પધાર્યા મંત્રી ઊચરઇ. ૮
સિતાનીક નરરાય હે સખિ સિ૦ રાણી મૃગાવતી ઉદયનકુંઅરુ;
આયા નયર મઝાર હે સખિ આ૦ આણંદ વરત્યા નગરી સુંદરુ. ૯
ચંદ મુખી ચઢી ગઉખિ હે સખિ ચં૦ જોવઇ રાજા નઇ રાણી પ્રેમસ્યું;
એ રાજા વડભાગ હે સખિ એ રા૦ રાણી લે આયઉ કુશલ ખેમસું. ૧૦
સૂહવ દ્યઇ આસીસ હે સખિ સૂ૦ અવિચલ હુઇજ્યો જોડી એહની;
પુત્ર કલત્ર પરિવાર હે સખિ પુ૦ દૃષ્ટિ મ લાગઉ એહનઇ કેહની. ૧૧
બઇઠઉ તખત તુરંત હે સખિ બ૦ પાલઇ સિતાનીક રાજ પડૂર સું;
આવી નિજ આવાસ હે સખિ આ૦ રાણી મૃગાવતી પુણ્ય અંકૂર સું. ૧૨
એ કાછવાની ઢાલ હે સખિ એ કા૦ તાજી સુણતાં લાગઇ તેરમી;
સમયસુંદર મન માંહિ હે સખિ સ૦ રાગ સોરઠી રંગી તેરમી. ૧૩
વરત્યા જયજયકાર હે સખિ વ૦ લોક કોસાંબી કેરઉ ગહગહ્યઉ;
સમયસુંદર કહઇ એમ હે સખિ સ૦ પ્રથમ ખંડ પૂરઉ થયઉ. ૧૪

[ સર્વગાથા ૨૬૮ ]

॥ ઇતિ પ્રથમ ખંડ ઢાલ ૧૩ ॥

॥ ઇતિ મૃગાવતીચરિત્રે ભારુંડ પક્ષી સંહરણ, તાપસાશ્રમ ૧૪ વર્ષ નિવાસ, કૌસંબી નગરી સમાગમન વર્ણનોનામ પ્રથમ ખંડ સંપૂર્ણમ્॥

---

૧. સહો.

# દ્વિતીય ખણ્ડ

## દૂહા

શ્રી જિનકુશલ સૂરીસરુ, સુણિ મોરી અરદાસ;
મુઝ નઇ આલસ ઊપજઇ, મતિ પણિ નહી પ્રકાસ. ૧
ઉદાસીન મન માહરઉ, કહઉ કિમ કીજઇ કોડિ;[1]
તૂં સદગુરુ જગિ જાગતઉ, પૂરઉ વંછિત કોડિ. ૨
પરતઉ એક મઇં પેખિયો, નગર મરોટ મઝારિ;
મેહ માંગ્યઉ બૂઠઉ અધિક[2], ઇમ અનેક અધિકાર. ૩
તિણિ તુઝ નઇ મઇં પ્રારથ્યઉ, સમરથ સાહિબ જાણિ;
મંઇ[3] બીજઉ ખંડ માંડિયઉ, તૂં શીઘ્ર ચાઢિ પ્રમાણિ. ૪

## ઢાલ પહલી : ચઉપઈ

### રાગ–રામગીરી

કોસંબી નગરી નઉ ધણી, સિતાનીક તસુ મહિમા ઘણી;
સબલ પડૂર સ્યું પાલઇ રાજ, એહ સમાન નહીં કો આજ. ૧
આઇ નમ્યા સીમાલ ભૂપાલ, વઈરી નાસિ ગયા તતકાલ;
તેજપ્રતાપ સકલ આકરઉ, વાંક નહીં કિણુ હી વાતરઉ. ૨
મૃગાવતીના કરું વખાણ, પ્રથમ છોડાવ્યા બંદીવાણ;
લાખીણઉ લીધઉ સોભાગ, સાચઉ જીવ દયા સૂં[4] રાગ. ૩
હીન દીન દુખિયા ઊધરઇ, દાનપુણ્ય પણિ અધિકા કરઇ;
દુષ્કર તપકિરિયા આદરઇ, પાલઇ સીલ સદા મન ખરઇ. ૪
આરાધઇ એક અરિહંત દેવ, સૂધા સાધુ તણી કરઇ સેવ;
આપઇ ગુપત સુપાત્રઇ દાન, પણિ લિગાર ન કરઇ અભિમાન. ૫

---
૧ જોડિ, ૨ તુરત, ૩ ઇમ, ૪ મનિ

સાહમી નઈ બલિ સાહમિણિ તણી, ભગતિ જુગતિ રાણી કરઇ ઘણી;
ધરમ કરઇ સુધ શ્રાવક તણઉ, પણિ વઈરાગ ધન[1] અતિ ઘણઉ. ૬

રિદ્ધિ દેખી નઇ ન કરઇ ગર્વ, જાણઇ અથિર અનિત્ય એ સર્વ;
કુટુંબ સંબંધ કારિમઉ તિસઉ, તરુ પંખી નઉ મેલઉ તિસઉ[2]. ૭

ક્રોધ માન માયા વલિ[3] લોભ, અધિક કરંતાં ન ચઢઈ સોભ;
ઇમ જાણી વારઇ તેહનઇ, ધન્ય તિકે જીપઇ એહનઇ. ૮

એહવી ધરમ તણી વાસના, વિચિ વિચિ જીવનઇ થઇ સાસના;
રાજ રિદ્ધિ ભોગવતી થકી, ધરમ તણી વાત અધિકી જિકી. ૯

ધરમ અરથ અનઇ વલિ કામ, આરાધઇ ત્રીસું અભિરામ;
સિતાનીક નઇ મિરગાવતી, સુખ ભોગવઇ જિમ સવિ[4] સુરપતિ. ૧૦

બીજા ખંડની પહિલી ઢાલ; રાગ[5] રામગિરિ એહ રસાલ;
સમયસુંદર કહઇ મત કલફલઉ[6], ઉદયન વીણ સબદ સાંભલઉ. ૧૧

[ સર્વગાથા ૧૫ ]

### દૂહા

અન્ય દિવસ નૃપ એકદા, બઇઠઉ સભા મઝારિ;
સેઠ સેનાપતિ મંત્રિવી, કુમર તણઇ પરિવાર. ૧

કલાવંત કો તેહવઇ, આવ્યો જાણ પ્રવીણ;
રાજા આગલિ આપણી, વાવા લાગઉ વીણ. ૨

વાલઇ[7] વાજઇ ખોખરી, કુમરઇ કાઢી ખોડિ;
રજ મઇ તજ કાઢઇ જિકો, તસુ પ્રણમું કર જોડિ. ૩

[ સર્વગાથા ૧૮ ]

---

૧ ધરઇ, ૨ જિસઉ, ૩ નઇ, ૪ સચી, સિવ, ૫ ચૌપઈબંધ; ૬. ઝલફલઈ, ૭ વાજઇ વીણા.

## ઢાલ બીજી

### રાગ–મારવણી રિષભદેવ મોરા હો, એ ઢાલ

ઉદયન વીણા વાઈ હો.
સુણતિ મધુર ધ્રુનિ વીણકી, મિલી ખલક લોગાઈ હો; ૧ ઉ૦
ઉદયનકુમાર કલા નિલઉ, સંગીત જાણઇ હો;
વાઇ વીણ લે આપણી, સહુલોક વખાણઇ હો,[1] ૨ ઉ૦
ગુણિયણ ગુણીજને આગલઇ, ગુણ ભેદ દિખાડઇ હો;
કુમર કલાગુણ આગલઉ, તિણિ વીણ વજાડઇ હો. ૩ ઉ૦
રાજા અતિ ઘણું રંજીયઉ, વલિ રંજયઉ મંત્રી હો;
લોક હરાણ પડયા કહઇ, ભલી વાજઇ[2] તંત્રી હો. ૪ ઉ૦
રાજ સભા રંજી[3] ઘણું, તિણિ માથઉ ધૂણઇ હો;
નાવ[4] સમુદ્ર મઇં બૂડતી, જાણે સિર ધગ ધૂણઇ હો. ૫ ઉ૦
વલિ લોચન સિર ધૂણતાં, લોક નાદઇ મોહઇ હો;
જાણી પવન કંપાવિયા, સર પંકજ સોહઇ હો. ૬ ઉ૦
નાદઇ ગજ મોહી રહ્યાં, નિજ આંખિ (ન) ઉઘાડઇ હો;
જોગીસર જોગ ધ્યાન સું, જાણે જીવ રમાડઇ હો. ૭ ઉ૦
નાગઇ મૃગ મોહ્યા થકા, પડઇ સાણુસ માણુસ માંહઇ હો;
રસિક સહઇ ધૂપ આકરઉ, પણિ નાવઇ છાંહઈ હો. ૮ ઉ૦
નાદઇ નાગ મોહી રહ્યા, ઊભા રહ્યા ડોલઇ હો;
બાત કહઇ નાદ[5] દેવતા, બોલાયા બોલઇ હો. ૯ ઉ૦
ધુર થી દેવ ભવઉ કીયઉ, સેષ કાન ન દીધા હો;
મહિ ડોલત સેષ[6] ધૂણતાં, વીણા રસ વીધા હો. ૧૦ ઉ૦
રાજા પૂછઇ પુત્ર નઇ, એ અચરિજ દીસઇ હો;
આજ કલા નહિં એવડી, કિહાં વિશ્વાવીસઇ હો. ૧૧ ઉ૦

---

૧ ગુણે, ૨ વજાવઇ, ૩ રીઝી, ૪ નાદે, ૫ નાગ, ૬ સિર

એહ કલા સીખી કિહાં, સભા સારી રીઝી હો;
સમયસુંદર કહઇ સારુણી, રાગમઇ ઢાલ બીજી હો. ૧૨ ઉ૦
[ સર્વગાથા ૩૦ ]

## ઢાલ ત્રીજી

### ગીતા છંદની રાગ–સૂહવ

કુમર કહઇ કર જોડી નઇ જી, તાત સુણઉ સુસનેહ;
વીણ તણી ઉતપતિ કહું જી, જિમ મઇ પામી એહ.
જિમ એહ પામી તિમ કહું સુણિ, સાપ જે મઇ રાખીયઉ
ભીલ નઇ કાંકણ દેઇ ભૂષણ દાન અહિ[1] નઇ દાખીયઉ,
તે દેવતા થઈ નાગ પ્રગટયઉ, પાય પ્રથમી ઇમ કહઇ;
તુ મિલ્યઉ પૂરખ મિત્ર માહરંઉ, હિયઇ હેજઇ ગહગહઇ. ૧
નાગકુમાર હું દેવતાજી, ઇંહાં લહી રિદ્ધિ અનૂપ;
તુઝ દયા ગુણ દેખિવાજી, કીધઉ સાપનઉ રૂપ.
સાપ નઉ કીધઉ રૂપ નહિંતરિ, ભીલ કિમ મારી સકઈ;
તુઝ દયા દેખી અધિક રીઝયો, દયાધરમ સદા જકઇ,
તુઝ દયા ધર્મ તણઇ પ્રભાવઇ, રાજ પામિસ અતિભલઉ;
અતિ સબલ તેજ પ્રતાપ તાહરઉ, થ ઇસ્યઇ ગરુઅડિ નિલઉ. ૨
ઇમ આસીસ દેઇ કરીજી, વલી કહઈ નાગકુમાર;
બહુ રતન પાતાલ મઈજી સુઝ નગરી છઇ સાર.
પાતાલ નગરી સુઝ ભલી છઇ, તેથિ કુમર પધારીયઇ;
નિજપાયકમલ પવિત્ર કીજઇ, વચન એ અવધારીયઇ.
મતિ કરઉ નિસફલ મિત્ર મોરી એહ પ્રારથના સહી;
સુઝ ગયઉ નગરી લેઇ કિન્નર દેવતા ઇણિ પરિ કહી. ૩
દીઠી નગરી અતિ ભલીજી, અમરાવતી અવતાર;
તેજ પ્રકાશ તિહાં અતિ ઘણુઉજી, માદલના દોંકાર.

---
૧ અભયા

ધોંકાર માદલ તણા વાજઇ, બત્રીસ બદ્ધ નાટક પડઇ;
અપછરા નાચઇ પ્રેમ રાચઇ, દેવ વૃંદ ઘણા જુડઈ.
તિહાં રાખિ મુઝનઈ અતિ સંતોષ્યઉ, ભગતિ યુગતિ કરી ઘણી;
તે બાત સગલી કહી ન સકું માહરા હું[1] મિત્ર તણી. ૪

તિહાં મુજ માતા સાંભરીજી, કિમ રહતી હુસ્યઇ તેહ;
કંત વિયોગ ઊપરિ પડયઉજી, પુત્ર તણુઉ દુખ એહ.

પુત્ર તણુઉ દુખ પડયઉ વલી તસુ, મિત્ર મુઝ મૂકયઉ તિહાં;
ઉપાડિ મુઝ નઈ તુરત મૂકયઉ, માં હુતી આશ્રમ જિહાં.
ચીતારણી મુઝ વેણુ[2] દીધી, દેવ નીમી એ સહી;
તસુ[3] પુરુષ ઉત્તમ પ્રેમસાયર, જનમંતરિ વિહડઇ નહી. ૫

ચરણ નમ્યા મઇ માતના જી, અતિ હરષી મુઝ માત;
નાગકુમાર પણિ પાય નમી જી, વીનવઇ આપણી બાત.

વીનવઇ આપણી વાત કહિજે[4] એહ મુઝ અપરાધ એ;
મઇ કીયઉ પુત્રવિયોગ તુઝ નઇ, દીયઉ દુખ અગાધ એ,
હિવ પાંચમઇ તૂં વરસિ પામિસિ આપણઉ પ્રીતમ મુદા;
અનુક્રમઇ રાજ નઇ રિદ્ધિ લીલા લહિસિ સગલી સંપદા. ૬

વલિ સુણિ શ્રી મહાવીર નઇજી, સઇ હથિ પામિસિ દીખ;
ચંદના ગુરુણી સાધવીજી, તેહની પાલિસિ સીખ.

તેહની પાલિસિ સીખ સૂધી, ધરિસિ નિર્મલ ધ્યાન એ;
અપરાધ એક ખમાવતી તૂં લહિસિ કેવલ જ્ઞાન એ,
સંભારિજો મુઝ નઇ કિવારઇ ભગત છું તોરઉ સદા;
ઇમ કહી નાગકુમાર પંહુંતઉ આપણઇ ઠામઇ તદા. ૭

પાંચમઇ વરસિ તુમ્હનઇ મિલ્યા જી, તાતજી સગુણ સનેહ,
વીણુ તણી ઉતપતિ કહી જી મઇ તુમ્હ આગલિ એહ;

૧ હો ૨. તેણુ, ૩. સત, ૪. ખમજે.

મઇં તુમ્હ આગલિ કહી ઉતપતિ વીણની વિસ્તરપણઇ,
સાંભલી રાજા હુયો હરષિત સિતાનીક ઇસું ભણઇ;
હું ધન્ય જેહનઇ પુત્ર એહવો, સબલ જસ સોભાગએ,
ગણિ સમયસુંદર કહી ત્રીજી ઢાલ સૂહવ રાગ એ. ૮
[ સર્વગાથા–૩૮ ]

## દૂહા

સિતાનીક વલિ એકદા, પ્રહઊગમતઇ સૂર,
બઇઠઉ આવિ સિંઘાસણઇ, વાગા મંગલ તૂર. ૧
કાને કુંડલ ઝળહળઇ, મસ્તકિ મુકુટ વિસાલ,
આભ્રણ પહિર્યા અતિ ભલા, તિલક વિરાજિત ભાલ. ૨
બિહું[1] પાસે ચામર ઢલઇ, મેઘાડંબર છત્ર,
પાસઇ પુત્ર બઇસારિયઉ, ઉદયન કુમર પવિત્ર.[2] ૩
સબલ સભા આગઇ જુડી, સામંતક ભૂપાલ,
મંડલીક વલિ મંત્રવી, કાજી નઇ કોટવાલ. ૪
સેઠ સેનાપતિ સૂત્રવી, રિણ અભંગ રજપૂત,
ચઉવટીયા ચઉરાસીયા, દેસ દેસાંતર દૂત. ૫
સભા સુધરમા માંહિ જિમ, બઇઠઉ સોહઇ ઇંદ્ર,
વિબુધ ધનદ કરિ જિમ તિહાં, સિતાનીક સુખકંદ. ૬
[ સર્વગાથા ૪૪ ]

## ઢાલ–ચઉથી, ફાગની

રાગ–જઈતસિરી–ચતુર સનેહી મોહના, એહની

રાજરિદ્ધિ દેખી કરી, સબલ ચઢયઉ અભિમાનો રે,
મુંછ મરોડિ બોલિયઉ, નહિં કો મુઝ સમાનો રે. ૧

૧. બિહું, ૨. વિચિત્ર

સિતાનીક ગરવઇ ચડયઉ, સબલ કરઇ અહંકારો રે,
મુઝ સરિખઉ જગિ કો નહીં, ઋદ્ધિ ન લાભઇ પારો રે. ૨ સિતા૦
વાય વેગિ જીત્યો થકઉ, લાજ્યઉ થયઉ[1] અલક્ષો રે,
ઇસા તુરંગમ માહરઇ, દેખઉ કોઈ લક્ષો રે. ૩ સિ૦

મદઝરતા ગજ માહરઇ, કરતા ગલ ગરજારો રે,
ઇન્દ્ર તણઇ નહિં એહવા, હાથી રણ ઝૂઝારો રે. ૪ સિ૦
રથ પાયક પણિ અતિ ઘણા, વલિ કોઠાર ભંડારો રે,
ઋદ્ધિ ઘણી જગિ માહરઇ, હું મોટઉ સંસારો રે. ૫ સિ૦

કુણ વસ્તુ નહી માહરઇ, કહઇ જાણઉ તઉ કોઈ રે,
દેસ પ્રદેસ દીઠી તિહાં, અથવા સાંભલિ હોઈ રે. ૬ સિ૦
સભા લોક સહુકો ભણઇ, સુણિ રાજન મન લાઈ રે,
તે કુણ છઇ જગિ એહવઉ, જે તુઝ સરિખો કહાઈ રે. ૭ સિ૦

સમવડિ કિમ કરઇ સીહની, ગજ મોટા પિણ જાણો રે;
તુઝસમાન જગ કો નહીં, રિદ્ધિ કરી રાય રાણો રે. ૮ સિ૦
દૂત બોલ્યઉ તબ તેહવઇ, દેસ પ્રદેસ નઉ જાણઉ રે,
દેવ સુણઉ ઇક વીનતી, તુમ્હે કહઉ તે પ્રમાણો રે. ૯ સિ૦
વસ્તુ તુહારઇ જે અછઇ, તે નહીં બીજી ઠામઇ રે,
તેજ જિકો સૂરિજ તણઇ, તે ખજૂઆ કિમ પામઇ રે. ૧૦ સિ૦

પણિ સોભઇ નહિં તાહરઇ, વિણ ચિત્રામ આવાસો રે,
તિલક પખઇ જિમ સ્ત્રી તણઉ, મુખ ન ધરઇ ઉજાસો રે ૧૧ સિ૦

પુષ્પસિખરિ પ્રાસાદના, મઇ દીઠા ચિત્રામો રે,
ઇન્દ્ર મોહઇ તે દેખિનઇ, એહવા નહિં કિણ ઠામો રે. ૧૨ સિ૦
આપ વિધાતા ચીતર્યા, જાણે ચિત્રામ તેહો રે,
પહિલી પણિ કહતઉ હુતઉ, અબ અવસર લહ્યઉ એહો રે. ૧૩ સિ૦

૧. ગયઉ

જઇતસિરી રાગ[1] ફાગમઇં, ચઉથી ઢાલ રસાલો રે,
સમયસુંદર કહઇ રાય નઇ, ચટપટ થઇ તતકાલો રે. ૧૪ સિં૦
[ સર્વગાથા–૫૮ ]

## ॥ દૂહા ૪ ॥

રાજા દૂત વચન સુણી, અમરષ આણ્ઇ એમ,
ચિત્ર સભા નહીં માહરઇ, ઇતરઉ ઓછઉ કેમ. ૧
અભિમાની નૃપ એહવા, સતાનીક સુવિશેષ,
ચિત્રામે પણિ કેહનઇ, અધિકઉ ન સકઇ દેખિ. ૨
તુરત ચીતારા તેડિયા, રાજા કિયઉ હુકમ્મ,
સખર સભા મુઝ ચીતરઉ, વાત રો એહ મરમ્મ. ૩
ચીતરિવા લાગા ચતુર, ચીતારા તિહાં ચિત્ર,
હય ગય રથ પાયક કરભ[2], સુરનર રૂપ વિચિત્ર. ૪
[ સર્વગાથા–૬૨ ]

## ઢાલ–પાંચમી

### રાગ–પરજિયઉ (રામકલી)

(૧) રાતડીયાં રમીનઇ કિહાંથી આવિયઉ રે,
(૨) પંથીડા પીયારા પૂછું વાતડી રે, એહની ચાલ,
(૩) રૂડી નઇ બારણિ રામડા પદ્મિણી રે

સકલ ચીતારા માંહે સુંદરૂ રે, નિપુણ છઇ જેહનું નામ રે,
રાજમહુલ દીધઉ તેહનઇ રે, વારુ કરિવા ચિત્રામ રે. ૧
ચતુર ચીતારઉ રૂપ ચીતરઇ રે, રાજમહલ તણી ભીત રે,
ન્યાન વિજ્ઞાન વારૂ કેલવઇ રે, રંજિવા[3] રાજા નઉ ચીત રે. ૨ ચ૦

૧. એ રાગ મઇં ૨. કરભ, ૩. રીઝિવા.

ચઉદ સુપન પહિલા ચીતર્યા રે, ચીતર્યા આઠ મંગલીક રે,
રામ સીતા રૂપ ચીતર્યા રે, લખમણ રામ નિજીક રે. ૩ ચ૦

વલી રે વાનલ હનુમંત ચીતર્યઉ રે, જેહનઉ લાંબઉ પૂંછ રે;
રૂપ વસિષ્ટ તણઉ લિખ્યઉ રે, મોટી દાઢી (મોટી) મૂંછ રે. ૪ ચ૦

રૂપ લિખ્યઉ રાવણ તણઉ રે, દસ માથા જસુ દીસ રે,
ખડગ ચંદ્રહાસ જે હાથમેં રે, શ્રવણનયનભુજ બીસ રે. ૫ ચ૦

ઈસરનઉ રુપ ચીતર્યઉ રે, અહિ આભ્રણ રુંડમાલ રે,
ચંદ્રકલા ગંગા સિરઈ રે, વૃષભ વાહન કંઠે માળ રે. ૬ ચ૦

રૂપ બ્રહ્મા તણઉ ચીતર્યઉ રે, ચતુર્મુખ બૂઢઉ[૧] જટાલ રે,
હાથ કમંડલ જલ ભર્યઉ રે, જનોઈ જપ માલ રે. ૭ ચ૦

રૂપ લિખ્યઉ શ્રીકૃષ્ણનઉ રે, મુરલી મનોહર શ્યામ રે;
સંખ ગદા ચક્ર હાથમઇ રે, ચતુર્ભુજ અતિ અભિરામ રે. ૮ ચ૦

ચન્દ્ર સૂરિજ નવ ગ્રહ ચીતર્યા રે, ચીતર્યઉ ગણેશનઉ રૂપ રે,
પેટ મોટઉ સુંડિ ગજ તણી રે, ઉંદિર વાહન અનૂપ રે. ૯ ચ૦

ભલાનઇ ભારુંડ પંખી ચીતર્યા રે, એક ઉદર ગાબડિ હોય રે,
જુગતિ ભખઇ ફલ જૂજુવા રે, જીવ જુદા બેઉ હોય રે. ૧૦ ચ૦

ગરુડ મયૂર શુક સારિકા રે, પંખી રૂપ અનેક રે,
નિપુણ ચીતારઇ સગલા ચીતર્યા રે; વારૂ જાણઇ વિવેક રે. ૧૧ ચ૦

મુગલ કાબિલી સૂધા ચીતર્યા રે, મુખ રાતા ચૂચી આંખિ રે,
માથઇ મોટા પાઘડ હૂંમણા રે, તે જાણઇ તીર નાંખિ રે. ૧૨ ચ૦

રુપ ફિરંગી કીધા કૂટરા રે, મોડઈ[૨] માથઇ ટોપ રે,
ઢીલા પહિરઇ સૂથણ કોથલા રે, છેડચા કરઇ વહુ કોપ રે. ૧૩ ચ૦

હબસી ચીતર્યા કાલા અતિ ઘણું રે, પાંડુર વરણ પઠાણ રે,
ગરઢા કાજી ચીતર્યા રે, બાંચતા કતેબ કુરાણ રે. ૧૪ ચ૦

૧. જૂંટ, ૨. મોટઇ.

પંચવરણ આભા ચીતર્યા રે, ચીતર્યા પોલિપ્રાકાર રે,
ચતુર ચીતારઉ જાણપણું[1]ઘણું રે, ચીતર્યા સકલ પ્રકાર રે. ૧૫ ચ૦

નિપુણ ચીતારઇ દીઠઉ એકદા રે, મૃગાવતી તણઉ અંગૂઠ રે,
વસ્ત્રઅંતરિ પણિ પ્રગટિયઉ રે, કાંતિ કરી અતિ સુઠ રે. ૧૬ ચ૦

તેહનઇ અનુસારઇ સગલઉ ચીતર્યઉ રે, મૃગાવતી રાણીનઉ રૂપ રે,
સકલ કલા આંપણી કેલવી રે, કીધઉ તેહવઉ સરૂપ રે. ૧૭ ચ૦

રૂપ ચીતરતાં રાણી તણઉ રે, સાથલિ પડિઉ મસિ બિંદુ રે,
તુરત ચીતારઉ વિલખઉ થયઉ રે, એહ જગાવઇ દુખ દંદ રે. ૧૮ ચ૦

બીજે વાતે બિંદુ (દ) ફેસિયઉ રે, વલિ પડચઉ તેણિ જ ઠામ રે.
વલી રે ચીતારઇ દૂરિં કીયઉ રે, એહનઉ નહીં ઇહાં કામ રે. ૧૯ ચ૦

ઇમ વારવાર તિહાં પડઇ રે, મસિનઉ[2] બિંદ તે એક રે;
ચતુર ચીતારઉ ઇમ ચીંતવઇ રે, મનિ ધરી પરમ વિવેક રે. ૨૦ ચ૦

રાણી સાથલિ સહિ હોસ્યઉ તિલઉ રે, ઇહાં પરમારથ એહ રે,
મુઝનઇ વર દીધઉ મોટઇ દેવતા રે, અન્યથા થાયઇ કિમ તેહ રે. ૨૧ ચ૦

એહવઉ જાણીનઇ રાખ્યઉ તિલઉ રે, પૂરઉ ચીતર્યઉ રૂપ રે;
તિણ અવસરિ રૂપ દેખિવા રે, આયઉ હરખ સું ભૂપ રે. ૨૨ ચ૦

મૃગાવતી રૂપ દેખી કરી રે, વિશ્વાસ[3] પડચઉ નર રાય રે,
મગન થયઉ મન[4] મોહીયઉ રે, ચિત્ત અનેથિ ન જાય રે. ૨૩ ચ૦

વારુ રે ચીતારા પીછી તાહરી રે, વાલ ઘણું સુકુમાલ રે,
સખર સૂવિંમ જેહની રેખણી રે, પાતલઉ મુખ અણિયાલ રે. ૨૪ ચ૦

વારૂ રે કારીગર વાના તાહરા રે, પંચરંગી નવરંગ રે,
કુરસ રાણી રૂપ ચીતર્યઉ રે, તું સાબાસિ સુચંગ રે. ૨૫ ચ૦

હાથે રે પહિરાવું સોવન સાંકળા રે, કોડિ કરૂં બગસીસ રે,
નગર ચીતારા માંહિ વડું કરૂં રે, પૂરું મનહ જગીસ રે. ૨૬ ચ૦

---

૧. જાણઇ ઘણું, ૨. રો, ૩. વિસમય; ૪. રૂપ.

તૃપતિ ન પામઇ રૂપ દેખતઉ રે, કરઇ પ્રશંસા કોડિ રે,
ઇણ રે સંસારે નારિ ઈસી નહી રે, કો[1] નહિ ઇણરી જોડિ રે. ૨૭ ચ૦

અહો અહો વીણ સુંદર ઘણઉ રે, અહો અહો ભાલ વિસાલ રે,
અહો અહો કાન કારીગરી રે, રાતા ગાલ રસાલ રે. ૨૮ ચ૦

અહો અહો નેત્ર અણીયાલડા રે, અહો અહો અધર પ્રવાલ રે,
અહો અહો તેહિજ નાસિકા રે, કંઠ કમલનઉ નાલ રે. ૨૯ ચ૦

અહો અહો ઘણ[2] થણ કેહવા રે, કેહવઉ કડિ તણઉ લાંક[3] રે,
નાભિ મંડલ પણિ કેહવઉ રે, કો નહિ કેહ માંહિ વાંક[4] રે. ૩૦ ચ૦

જઘન રાણી તણઉ જોવતાં રે, તુરત દીઠઉ તિલઉ તેહ રે,
મુઝ વિણ કો જાણઇ નહી રે, રાજા પડયઉ સંદેહ રે. ૩૧ ચ૦

એ કિમ જાણઇ ચીતારડઉ રે, સહી ઇણ કીધઉ સંગ રે,
કાગડઇ કોઇલ ભોગવી[5] રે, દેખિ લિખ્યઉ ગુહ્ય[6] અંગ રે. ૩૨ ચ૦

એહ ચીતારઉ જોવન મદભર્યઉ રે, કીધઉ સબલ અન્યાય રે,
અંતેઉર પણિ વીટાલિયઉ[7] રે, હિવ એહનઉ ઘર જાય રે. ૩૩ ચ૦

નીતિ નિપુણ રાજા ઇમ કરઇ રે, પરદારિક મારઇ દેખિ રે,
એહ અંતેઉર પઇઠઉ માહરઇ રે, એહનઈ મારિવઉ વિસેષ રે. ૩૪ ચ૦

રાય ચીતારા ઊપરિ કોપિયઉ રે, હુકમ કરઇ હિવ કેમ રે,
ઢાલ પાંચમી રાગ પરજિયઉ રે. સમયસુંદર કહઇ એમ રે. ૩૫ ચ૦

[ સર્વગાથા—૯૭ ]

## દૂહા

રાજા અતિ કોપઇ ચડયઉ, ત્રિવલી ચાઢિ નિલાડિ,
હુકમ કીયઉ ચંડાલનઇ, એહનઇ સૂલી ચાડિ. ૧

તુરત ચંડાલઇ તેહનઉ, માથઉ મૂંડયઉ ઝાલિ
રાસભ ઊપરિ ચાડિયઉ, મસિ લાઈ મુખ ગાલિ. ૨

૧. કાંઇ ન કહિ, ૨. થણ ઘણા, ૩. લંક, ૪. વંક, ૫. ભોલવી, ૬. ગુઝ, ૭. નવિ ટાલિયઉ

માથઇ મૂકયઉ છીતલઉ, ગલઇ નીબની માલ,
આગલિ વાજઇ કાહલી, ભુંડઇ સબદિ ભચાલ. ૩
ઢંઢેરઉ વાજઇ વલી, સબદ સુણાવઇ એહ,
ગુનહ કરઇ જે જેહવા, તેહવા ફલ લહઇ તેહ. ૪
નગર માંહિ ફેરી કરી, આણ્યઉ સૂલિ પાસિ,
ચીતારા નૃપ આગલઇ આવિ કરઇ અરદાસ. ૫
કુણ અખત્ર તઇ માંડિયઉ, હા કિમ કીજઇ એમ,
વિણ અપરાધઇ એહવા, રતન વિણાસઇ કેમ. ૬
દુરાચાર નિજ ઘરતણઉ વંચન નઇ અપમાન,
ઉત્તમ પરકાસઇ નહીં મન વિકાર ધન જ્યાન. ૭
દોસ નહી છઇ એહનઉ, વર દીધઉ છઇ યક્ષ,
એક વાર તેડી કરી, પૂછઉ વાત પ્રત્યક્ષ. ૮
રાય ચીતારઉ તેડિયઉ, માણસ મૂકી વેગિ,
વેસ ભલઉ પહિરાવિયઉ, ટલ્યઉ મરણ ઉદ્વેગ. ૯
રાજા પૂછ્યઉ સાચ કહિ, તઇ વર લાધઉ કેમ,
નિપુણ ચીતારઉ પાય નમી, જિમ પામ્યઉ કહઇ તેમ. ૧૦
[સર્વગાથા ૧૦૭]

## ઢાલ છઠ્ઠી

### ચઉપઇ

સુણિ રાજન વરની ઉતપત્તિ, દેવ માંહિ મોટી છઇ છત્તિ,
એક દિવસ હું ગયઉ સાકેતિ, નિજ માસી મિલવાનઇ હેતિ. ૧
માસીનઇ પણિ એક જ પુત્ર, તે[1] ચિત્રામ કરઇ સુવિચિત્ર,
મા બેટાનઇ અધિક સનેહ, જીવ એક નઇ જૂદી[2] દેહ. ૨

૧. તું ચિંતા મ કરે સુપવિત્ર, ૨. જુઈ જુઈ.

નગર માંહિ કરી ચિત્રામ. એક દિન હું ઘરિ આપઉ જામ,
માસી રોવા લાગી ઘણું, મઇં પૂછ્યું કારણુ તસુ તણું. ૩

કહઇ માસી સુણિ પુત્ર નિદાન, ઇહાં છઇ કુસુમાકર ઉદ્યાન,
તિહાં છઇ સન્ચોવાઈ યક્ષ, સુરપ્રિય નામ સદા પરતક્ષ. ૪

વરસિ વરસિ તેહનઉ પ્રાસાદ, ચીતરિવઉ નિશ્ચય અપ્રમાદ,
નહિંતર મરગી સગલઇ ગામિ, પાડઇ માણુસ મારઇ ઠામિ. ૫

વલિ દેહુરઇ પૂરઇ ચીતર્યંઇ, વિગરિ ચીતારઇ ન રહઇ હર્યંઇ,
તિણિ ચીતારે સગલે મિલઇ, નાસણુની ત્રેવડ અટકલી. ૬

પંથ સમાનિ જરા નવિ કહી, ભૂખ સમાનિ વેદન પણિ નહી,
દલિદ્ર સમઉ ન પરાભવ હોય, મરણુ સમઉ તિણુ[1] ભય નહિ કોય. ૭

ચીતારા નાસંતા જાણિ, રાય કહ્યઉ તેડાવી આણિ,
નામ લિખિ નઇ ચીઠી કરઉ, આવઇ નામ તિકો ચીતરઉ. ૮

સગલે મિલિ નઇ માની બાત, બીજી પણિ કા નાવઇ ઘાત,
જિણુ વરસઇ જસુ આવઇ નામ, તે ચીતારઉ કરઉ ચિત્રામ. ૯

યક્ષ ચીતારઉ મારઇ પછઇ, એહ રીતિ ઇણુ નગરની અછઇ,
આજ નામ તુઝ બાંધવ તણઉ, આયઉ તિણિ મુઝનઇ દુખ ઘણઉ. ૧૦

મઇં એ બાત રાજન સાંભલી, માસીનઇ કહ્યઉ મનની રલી,
હું જાઇસિ બાંધવની ઠામ, ચિંતા મ કરિ મઇં કરિવઉં કામ. ૧૧

કહઇ માસી સુણિ પુત્ર રતન્ન, તુજ પણિ કરિવા કોડિ જતન્ન,
આંખિ બિહું માંહિ આંતર કિસ્યઉ,જિસ્યઉ પુત્ર તું પણિ મુઝ તિસ્યઉ. ૧૨

સાહસીક પુરુષા નઇ સહી, ઉપદ્રવ ઉપજસ્યઇ પુણુ નહી,
માસી ઇમ સમઝાવી કરી, મરણુ સીમ કરણી આદરી. ૧૩

પંચ વરણુ વાના મેલીયા, ભલા રંગ માંહે ભેલીયા,
સખરી પીંછી લીધી હાથિ, પરમેસર નઉ સમરણુ સાથિ. ૧૪

---

૧. તિમ

મઇ કીધા વલિ ત્રિણ ઉપવાસ, સ્નાન સજ્જન તનુ તેજ પ્રકાસ,
ચોયા[1] ચંદન અગર કપૂર, અંગ વિલેપન મહકઇ પૂરિ. ૧૫

પહિર્યંઉ વસ્ત્ર સખર ઊજલઉ, વલિ સુખકોસ કીયઉ નિરમલઉ,
યક્ષ મૂરતિ સુંદર ચીતરી, ભાવ ભગતિ અતિ ખાંતિ કરી. ૧૬

કર જોડી દીધી વીનતી, બહુ પરસંસા બોલી છતી,
તૂં જગ માંહે મોટઉ દેવ, હું મસકીન કરું કિમ સેવ. ૧૭

તઉ પણિ ભાવ ભગતિ કેલવી, મઇ ચિત્રામ કિયા એ રતી,
ખમજે મુઝ અપરાધ નઇ દોષ, ઉત્તમ પ્રણમ્યાં ન કરઇ રોસ. ૧૮

મુઝ વીનતિ સુણ સુર હરખિયઉ, પરતિખ થઈ મુઝનઇ નિરખિયઉ,
માગિ માગિ વર તૂઠઉ તુજ્ઝ ભગતિ ભલી કીધી તઈં મુજ્ઝ. ૧૯

વર દેઈસિ તઉ એ મુઝ દેહિ, વરસ વરસ માણુસ મતલેહિ,
નર મારણ રાક્ષસ આચાર, ભલા દેવ કરુણા ભંડાર. ૨૦

દેવ કહઇ વર દીધઉ સહી, આજ પછી નર મારું નહીં,
એક વલી દુરલભ વર કોય, માંગિ હું આપું તુઝનઇ સોય ૨૧

મઈં કહ્યઉ મુનિષ્ય અનઇ તિરજંચ, તસુ દેખું એક દેસ પ્રપંચ,
તઉ હૂં તેહનઉ સગલઉ રૂપ, તુઝ પ્રસાદ કરું તદ્રૂપ.[2] ૨૨

ઇમ હુઇસ્યઇ તોરઇ ઇમ કહી, યક્ષ અલોપ રહ્યઉ[3] ખિણ રહી,
બીજલિ ઝબકા[4] જિમ સોભતા, પુણ્યઇ દરસણ દ્યઇ દેવતા. ૨૩

રાજન મુઝ વરની એ બાત, જિમ હુંતી તિમ કહી વિખ્યાત,
તિલઉ પડયઉ તે સુરનઉ દોસ, હું ચૂકઉ તઉ પીઉં કોસ. ૨૪

અજી[5] સીમ જઉ ન ગયઉ ભર્મ્મ, તઉ વલિ કરઉ પરીખ્યા કર્મ્મ,
મંત્રિ પ્રમુખ પામ્યા અચરિજ્જ, અહો ચીતારઉ સબલ સકજ્જ. ૨૫

---

૧. ચોવા ૨. તે ભૂપ, ૩. થયઉ ખિણ સહી, ૪. ઝબકઇ, ૫. આજ સીમ ન ગયઉ તે ભર્મ.

સભા કહે કરૂં વીનતિ અમ્હે, કરઉ પરીક્ષા રાજન તુમ્હે,
સભા બોલ સકચઉ નહિં લોપિ, પણિ રાજાનઉ ન ગયઉ કોપ. ૨૬

સર્વ અંગ પહિરાયા ચીર, ઢાકચઉ સગલઉ તાસુ સરીર,
બઈઠી કુબજા દાસી તણઉ, મુખ દેખાડચઉ સોહામણઉ. ૨૭

દાસી રૂપ સકલ ચીતર્યઉ, તિલઉ મસઉ તિહાં[1] તે કર્યઉ,
દેહ વરણ જે જિહાં આકાર, કીયા ચીતારઈ સકલ પ્રકાર. ૨૮

દેખી અચરિજ પામ્યા લોક, જાણ્યું નૃપ દેસઇ બહુ[2] થોક,
રાજા વરનઉ લાધઉ ભેદ, તઉ પણિ મૂંકઈ નહિં મનખેદ. ૨૯

કોપ અગનિ ધરણીધર વંસ, જિણ બાલી કીધા વિધ્વંસ,
તે મુઝ નિષ્ફલ થાયઈ કેમ; ઈમ ચિંતવિ નૃપ બોલઇ એમ. ૩૦

જિમણા હાથ કપાવા ભણી; હુકમ કરઈ કોસંબી ધણી,
હાહાકાર કરઈ સહુ કોય, અહો અન્યાય બડઉ ઈહાં હોય. ૩૧

પરીક્ષા પહુતઉ વિશ્વા વીસ; ન્યાય ધરમ પાંભઈ બગસીસ,
તિહાં જઉ રાજા નિગ્રહ કરઈ, જોર કિહાં તેહઉ નવિ કુરઈ. ૩૨

એ મોટઉ દેખી અન્યાય, મંત્રિ જુગંધર કહઈ સમઝાય,
રાજન તૂં હિજ લોપિસ રીતિ; તઉ કિમ ચાલિસ્યઇ ન્યાયનીતિ. ૩૩

જઉ અન્યાય કો બીજઉ કરઈ, તઉ તેહનઉ તૂં જીવિત હરઈ,
જઉ તૂં આપ કરઈ અન્યાય, તઉ કુણ વારિ સકઈ મહારાય. ૩૪

દેવ ગરીબ ન ગણિયઇ કોય, કુપ્યઉ કિવારઇ મારઇ સોય,
છેડચઉ કાકીડઉ પણિ જીવ, મારઇ ઝાટતઉ કરયઇ રીવ. ૩૫

અંગ વિકલ પિણ કરઇ ઉદેક, માનિ વચન મન આણિ વિવેક,
રાહુ ગ્રસઇ સૂરિજ નઇ ચન્દ્ર, દુસમણ અવસરિ દ્યઇ દુખ દંદ. ૩૬

તિણઉ પણિ પગ સું કરિ મુડચઉ, દુખ આપઇ આંખ્યાંમાંહિ પડચઉ,
જ્વાલ ઉખેળ્યઉ વેદન કરઈ, છેડચઉ સ્વાન ઘણું ઘુરઘુરઇ. ૩૭

---

૧. જિહાં તે તિહાં, ૨. સહુ,

ઇમ અનેક મંત્રીસર કહ્યઉ, પણિ રાજા કોપાતુર રહ્યઉ,
ફિસ્યઉ ભરોસઉ રાજા તણઉ, આસંગઉ જઉ હોયઇ ઘણઉ. ૩૮
હાથ કાપિ દેસવટઉ દીયઉં, નગર દેસ થકી કાઢિયઉ,
સતાનીક ઘણું પાંતર્યઉ, નગરમાંહિ કુજસ વાયર્યઉ. ૩૯
બીજા ખંડની છઠ્ઠી ઢાલ, અતિ મોટી કીધી સુરસાલ;
સમયસુંદર કહઇ એહ અરત્થ, ચીતારઉ કરિસ્યઉ અનરત્થ. ૪૦

[ સર્વગાથા ૧૪૭ ]

## દૂહા

તે ચીતારઉ ચાલિયઉ, મન માહે ધરતઉ દુકખ,
વલિ સાકેતઇ આવિયઉ; યક્ષ દેખિ થયઉ સુકખ. ૧
વલિ ઉપવાસ કરી તિહાં, સમર્યઉ સુરપ્રિય જક્ષ,
ભાવ ભગતિ અતિ રંજીયઉ, તુરત થયઉ પરતક્ષ. ૨
યક્ષ કહઇ તું કિમ દુખી, કહિ મુઝનઇ મતિમંત;
ચીતારઇ સગલઉ કહ્યઉ, કરછેદન વિરતંત. ૩
યક્ષ કહઇ ચિંતા મ કરિ, હું તુઝ દુકખ હરેસિ,
જિમણા હાથ તણી પરિ, ડાવઇ ચિત્ર કરેસિ. ૪
ઇમ કહિનઇ તે દેવતા, અદૃશ થયઉ તતકાલ,
ચીતારઉ હરષિત થયઉ, ગયઉ દુકખ જંજાલ. ૫

[ સર્વગાથા ૧૫૨ ]

## ઢાલ સાતમી

### રાગ–સારુણી

રૂડિ રે બારણિ રામલા પદમિની રે–એહની ઢાલ

નિપુણ ચીતારઉ ઇમ ચિંતઇજી, વયર વલઇ કરું તેહ,
ઉપકારનઇ અપકારડઉજી, અધમ વીસારઇ[1] એહ. ૧

---

૧. ચીતારઇ.

વાલું રે સવાયું વૈર હું માહરઉજી, સતાનીક નાખું ઉથેડી,
બિન અપરાધઇ આજ પછી વલીજી, નકરઇ કો કેહની છોડિ ૨ વા૦

વેગ નદીનઉ તટ રૂંખનઈજી, જિમ ઉનમૂલ સમૂલ,
તિમ ઉનસુલું કોસંબીધણીજી, નહિંતરિ જનમનઇ ધૂલિ. ૩ વા૦

મૃગાવતી રૂપઇ રાજા મોહિયઉજી, તેહથી કરું તસુ નાસ,
ઇમ આલોચી રૂપ ચીતરયઉજી, મૃગાવતી તણુઉ સુવિલાસ. ૪ વા૦

સ્ત્રીલંપટ રૂપ લોભિયઉ[1]જી, અતિ કામી કહિવાય,
તેજ ઘણુઉ આજ તેહનઉજી, ચંડપ્રદ્યોતન રાય. ૫ વા૦

ગયઉ રે ઉજેણીપુર ઉતાવલઉજી, દેખાડયઉ પટ રૂપ,
તુરત દેખી રુપ મોહિયઉ જી, ચંડપ્રદ્યોતન ભૂપ. ૬ વા૦

કામાતુર રાજા ઈમ કહઇજી, અહો કુણ રુપ રસાલ,
મુખ પૂનિમ કેરઉ ચાંદલઉજી, કુણ કટિ લંક વિચાલિ. ૭ વા૦

અહો કાઇ અનોપમ અપછરાજી, અથવા વિદ્યાધરી કાઇ,
કિંવા કાઇ વિદ્યાધર કામિનીજી, નારી કહી ન જાઇ. ૮ વા૦

પૂછું રે ચીતારા સાચ બોલજેજી, માંગઇ તે આપું દામ,[2]
તઇ કેહનઇ રૂપ દેખિનઇજી, એ કીધઉ ચિત્રામ. ૯ વા૦

કહઇ ચીતારઉ રાજન સાંભલઉજી, રાય સતાનીક જેહ,
તસુ નારી મીરગાવતી જી, તેહ તણુઉ રૂપ એહ ૧૦. વા૦

મંઇ માનવી એહ ચીતર્યઉજી, રૂપ તણુઉ લવલેસ,
આપ વિધાતા પણિ નવિ[3] સકઇજી, ચિત્ર કરી સુવિશેષ. ૧૧ વા૦

ઇમ સાંભલી કામાતુર થયઉજી, રાય કરઇ પરસંસ,
અંતેઉરી રૂડી માહરઇજી, પણિ સઉ મઇ નહિ અંસ. ૧૨ વા૦

વિણુ મિરગાવતી માહરઇજી, અંતેઉર નહિ સોભ,
ચંપક વેલિ વિના કિસ્યઉજી, કાનન માહે લોભ. ૧૩ વા૦

૧. મોહ્યિઉ, ૨. દાન, ૩. નવિ કરિ.

એહ વિના આજ સીમ મઇજી, જનમ ગમાડયઉ ફોક,
હિવ મિરગાવતી નારિસુંજી, સુખ ભોગવું સુર લોક. ૧૪ વા૦
રાગ મારુણી ઢાલ સાતમીજી, ચીતારઇ લગાડયઉ પ્રેમ,
ચંડ પ્રદ્યોતન દૂત મૂકસ્યઇજી, સમયસુંદર કહઇ એમ. ૧૫ વા૦
[ સર્વગાથા ૧૬૭ ]

## ઢાલ આઠમી

### રાગ—ગઉડી

નત્થ ગઈ મેરી નત્થ ગઈ મેરી નત્થ ગઈ—એહની ઢાલ

લોહજંઘઉ મૂંકયઉ દૂત પ્રધાન, ચંડપ્રદ્યોતન ચડયઉ અભિમાન ૧;
તેરી નારી માગઇ, તેરી નારી માગઇ, તેરી નારી માગઇ ઉજ્જેણી કઉરાય,
મૃગાવતી માગઇ ઉજ્જેણીકઉ રાય, ચંડપ્રદ્યોતન સબલ કહાય. ૨ તે૦
લોહજંઘઉ જાઇ કહઇ નિરભીક, સુણિહો રાજન તું સતાનીક. ૩ તે૦
સુક્ત વચને કહઇ ચંડપ્રદ્યોત, માનિ વચન મેરઉ ઢીલ ન હોત. ૪ તે૦
પૃથિવી માંહિ રતન જે હોય, તે મુઝ વિણ ભોગવઇ નહિં કોય. ૫ તે૦
આજ સીમ મઇ સાંસી તુજઝ, અબ વેગી દે મૂકે મુજઝ. ૬ તે૦
ગાય ભઇંસ તણઉ રખવાલ, ધણિયપ કદિ[1] ન કરઇ ગોવાલ. ૭ તે૦
મૃગાવતી દે નારિ રતન્ન, લેણ ઊપરિ થયઉ અબ મેરઉ મન્ન. ૮ તે૦
જઉ નહી મૂકઇ દૂતનઇ સાથિ, તઉ આયા દેખિ અંવતીનાથ. ૯ તે૦
મુઝસું તેરઉ ન ચાલઇગઉ જોર,
નારિ ન છોડું જઉ કરઇગા નિહોર. ૧૦ તે૦
જઉ મુઝ સામ્હઉ માંડઇગઉ પ્રાણ,
મારિ ઉડાડુંગઉ ઇકક બાણિ. ૧૧ તે૦

---
૧. કહિ.

જઉ મુઝ સામ્હઉ માંડઇગઉ ફોજ,
તઉ હું ગમાડુંગઉ તુઝ ખરખોજ. ૧૨ તે૦

તૂં જાણિસ મેરા વિષમ હઇ[1] કોટ,
હું કરૂંગા નાલિ ગોલાંકી ચોટ. ૧૩ તે૦

તું જાણિસ તેગ મારઈગા કુંણ,
હું કરૂંગા તોકું આટઇ મઇં લૂણ. ૧૪ તે૦

તૂં જાણિસ હૂં પણિ છું ભૂપ, પણિ મુઝ દીનં તાકિસ કૂપ. ૧૫ તે૦
તૂં જાણિસ હૂં દેઉંગા ભેટિ, નારિ વિના નહિ છોડુંગા નેટિ. ૧૫ તે૦
તૂં જાણિસ હું છું સતાનીક, પણિ હૂં તોકું લાઉંગા લીક. ૧૭ તે૦
એક મૃગાવતી કેરઇ કાજિ, કાંઇ મૂઢ હારઇ સગલઉ રાજ. ૧૮ તે૦
ખીલી કાજ મ ઢાઇ આવાસ, દે મૃગાવતી જઉ જીવણ આસ. ૧૯ તે૦
કઉડી કાજિ કાં હારઇ કોડિ, મૃગાવતી મોકુ[2] દે હઠ છોડિ. ૨૦ તે૦
આઠમી ઢાલ એ ગઉડી રાગ,
સમયસુંદર કહઇ ભૂંડઉ કામ રાગ ૨૧ તે૦
[ સર્વગાથા ૧૮૮ ]

## ઢાલ નવમી

### રાગ–સોરઠી

### મુનિ મેઘકુમર પછતાવઇ (મેઘકુમારના ચઉઢાલિયાની)

ઇમ દૂત વચન સુણિ કોપ્યઉ, સતાનીક વચન તસુ લોપ્યઉ,
વલી આકરા બોલઇ બોલ; રીસાણઉ હાડિ નિટોલ. ૧

સુણિ લોહજંઘા તુઝ સાંમી, અતિ અધમ[3] દીસઇ છઇ કામી,
કિમ પાપ તણી મતિ આણી, આપણુઇ મુખિ કિમ કહિ વાણી. ૨

૧. છઇ, ૨. મૂંચિ, ૩. અધિક,

મૂકયઉ કિમ તુઝનઇ દૂત, લાગ્યઉ કે તેહનઇ ભૂત,
એહવી વલિ તે કહઇ વાત, નિરલજ્જ હુતઇ તે ત્રિજાત. ૩

અહો તુઝ સામીની નીતિ, અહો રાજ તણી વલિ નીતિ,
અહો મોટઉ એહ અધર્મ, કિમ કીજઇ એહ કુકર્મ. ૪

બલવંત જઉ રાજા હોઇ, (તોઇ) ન લીયઇ પરનારી કોઈ,
રાવણ સીતા જઉ લીધી, દેખિ કઉણ સજા રામઇં દીધી. ૫

પદમોત્તર રાજા જોય, દ્રુપદી હરી પાપી[1] સોય,
સંગ્રામ કરંતઉ ભાગઉ, આવી કૃષ્ણ તણે પાએ લાગઉ. ૬

હિત અહિત ન જાણઇ તેહ, સચ્છંદાચારી એહ,
તેહવઉ નહિં કો તસુ આગઇ, જેહનઇ કહઇ રાજા લાગઇ. ૭

સાચઉ નિજ સેવક તેહ. હિત બાત ચાંપી[2] કહઇ જેહ,
સાહિબ પણિ તેહિજ જાણ; માનઇ સેવક વચન પ્રમાણ. ૮

એહનઇ કિણ હી નવિ વાર્યઉ, પાપઇ આપણઉ પિંડ ભાર્યઉ,
ઇણ જઉ મુઝ માંગી નારી, પણિ હું કિમ દ્યું સુવિચારી. ૯

સૂરિજ જઉ[3] પચ્છિમ ઊગઇ, પાંગલઉ મેરુ પર્વતિ પૂગઇ,
તઉ પિણ હૂં નારી નાપું, તુઝ સામી મારિ ઉથાપું. ૧૦

એ વચન સુણી દૂત ઝાખઇ[4] દાખિન્ન[5] લગાર ન રાખઇ,
સતાનીક થાયઇ કાં અજાંણ, નહિં જાણ તઉ તેહનઉ પ્રાણ. ૧૧

જબ ચંડપ્રદ્યોતન આયઉ, તબ[6] કટક દસોદિસ ધાયઉ,
અણિએ અણિએ ફૌજ જોડી, આતસબાજી જબ છોડી. ૧૨

જબ તીર સડાસડિ લાગી, સૂરિમા સુભટાંનઇં જાગી,
ચન્દ્રહાસ ખડગ હાથિ લીધઉ, એક ઘાઇ દમામા દીધઉ. ૧૩

રણતૂર નફેરી વાગી, તતખિણ તૂં જાઇસિ ભાગી,
ભાજંતાં પડિસ્યઇ ભુંહિ ભારી, વલી જોઇ તું વાત વિચારી. ૧૪

---

૧. પાપ, ૨. ચાંપ, ૩. પચ્છિમ દિસિ, ૪. ભાખઈ, ૫. દાખી ન, ૬. તસુ

તબ કોપ કરી રાય બોલઇ, માહરઇ નહીં આજ કો તોલઇ,
(મુઝ) આગલિ ચંડપ્રદ્યોત, જાણઇ સૂરિજ આગઇ ખદ્યોત. ૧૫
મારું તુઝનઇ સભા મધ્ય, પણિં સ્યું કરું દૂત અવધ્ય,
તઇં સૂતઉ સીંહ જગાયઉ, પણિ આપણઉ કીધઉ ન પાયઉ. ૧૬
જા જા રે જીવતઉ દૂત, નહિંતરિ (તઉ) સહિય વિગૂત,
ઇમ દૂત નિભ્રંછી નાંખ્યઉ, તેહનઉ બોલ કોઈ ન સાંખ્યઉ. ૧૭
દૂત જીવ લેઈનઇ નાઠઉ, માટી પણુઉ કીધઉ કાઠઉ,
ગયઉ ચંડપ્રદ્યોતન પાસિ, કહી વાત નાખી નીસાસિ. ૧૮
સતાનીક ન માનઇ વાત, તસુ કુવચન કહ્યા ન જાત,
પ્રતપઇ જે[1] તેજ પ્રતાપઇ, મિરગાવતી કિમ હી નાપઇ. ૧૯
નવમી ઢાલ પૂરી કીધી, રાગ સોરઠ માંહે સીધી,
પણિ[2] સમયસુંદર ઇમ બોલઇ, સીલવંતનઇ કોઇ ન તોલઇ. ૨૦

[ સર્વગાથા ૨૦૮ ]

## ઢાલ દસમી

### રાગ—બંગાલઉ

ઇમ સુણી દૂત વચન્ન, કોપીયઉ રાજા મન્ન,
ચાટકઉ ઊઠયઉ સીસ, રાય ચડી સબલી રીસ. ૧
સતાનીક પણિ કરઇ જોર, મુઝ કહઇ વચન કઠોર,
કરું દેખિ કુણ હવાલ, વલિ જિમ ન વાહઇ ગાલ. ૨
ચડંત રા વાયા તૂર, રાય ચડયઉ ઊગતઇ સૂર,
અતિ બલ અવંતીનાથ, સહુ લીયઉ આપણઉ સાથ. ૩
પાંચ લાખ ચપલ તુરંગ, ગજ લાખ દોઇ ઉત્તંગ,
સાત કોડ પાયક પૂર, રથ લાખ દોઇ પડૂર. ૪

૧. તે, ૨. ગણિ

ચાલિયઉ ચંડપ્રદ્યોત, ઢકચાલ ચિહું દિસ હોત,
સીમાલ નઈ[1] ભૂપાલ, આઈ નમ્યા તે તતકાલ. ૫

ખલભલ્યા દેસ પ્રદેસ, આવિયઉ ચંડ નરેશ,
રજ છાઈયા રવિચંદ, સલસલ્યા શેષ ફણિંદ. ૬

નગરી કોસંબી પાસિ, આવિયઉ મન[2] ઉલાસિ,
સબ કબજિ કીધઉ દેશ, લોક આઇ મિલ્યા દે પેસ. ૭

કે ગયા માણસ ભાગિ, કે રહ્યા ચરણે લાગિ,
કે કિયા માણસ બંદિ, કે પડ્યા સબલઈ ફંદિ. ૮

ધન લીયા કેહના લૂટિ, કે મૂયા હીયઉ ફૂટિ,
ઇમ પુર બાહિરના લોગ, તસુ પડયઉ દુઃખ વિયોગ. ૯

પડયઉ કટક નગરી વીંટિ, કીધી પ્રદ્યોત કુમીટિ,
સિતાનીક ન સહ્યઉ ક્ષોભ, મન થકી મૂકયઉ છોભ. ૧૦

ગયો નગર માંહે પઇસિ, પોલ જડીનઇ રહ્યઉ બઇસિ,
લોક કરઇ આરડ ભેડિ, હા ! દૈવ સંકટ ફેડિ. ૧૧

એહવઉ અનરથ દેખિ, મૃગાવતી સુવિશેષિ,
આપણઉ નિંદઇ રૂપ, ધિગ પડઉ દેહ સરૂપ. ૧૨

મુઝ રૂપથી અનરથ, ઊપનું હા ! હા ! ઇત્થ,
ચિહું દિસઇ વીંટયઉ ગામ, પડી ખલભલી ઠામઠામ. ૧૩

ધન ધન્ન નારી તેહ, જે અતિ કુરૂપ કુદેહ,
જગિ ઘણઉ જસુ દો [સો] ભાગ, નૂપજઇ દીઠાં રાગ. ૧૪

સામ્હઉ ન જોયઇ કોય, સીલ પાલન સોહિલઉ હોય,
નવિ પડઇ કોય સંતાપ, લાગઇ નહીં કો પાપ. ૧૫

જઉ વજ્ર હુયઇ ચકચૂર, પછિમઇ ઊગઇ સૂર,
જઉ ચલઇ મેરૂ સલીલ[3] તઉ પણિ ન ખંડૂં સીલ. ૧૬

---

૧. અનઈ, ૨. રાય, ૩. સુસીલ.

ઇણિ સમઇ દસમી ઢાલ, પૂરી થઈ તતકાલ,
એ સમયસુંદર વાણિ, જગિ સીલ મોટઉ જાણિ. ૧૭

[ સર્વગાથા ૨૨૫ ]

## દૂહા

કોસંબી નગરી તિસઇ, ઊઠયઉ ઉલકાપાત,
અંબર કોરણ ઉપડયઉ, ભૂમિકંપ નિરઘાત. ૧

સબલ ઉપદ્રવ એહવા, નિત ઊપજતા દેખિ,
સતાનીક રાજા હુયઉ, ભય ભ્રાન્ત સુવિસેષ. ૨

પેટિ સબલ દ્રસકઉ પડયઉ, ભય જીરવ્યઉ ન જાય,
અતિસાર તિહાં ઊપનઉ, ખિણુ વેદન ન ખમાય. ૩

વલિ રાજા મનિ ચિંતવઇ, મરણઉ આયઉ મુજ્ઝ,
રોગ સબલ વયરી સબલ, કરિ પણુ ન સકું ગુજ્ઝ. ૪

હા હા હિવ હું કિમ કરું, ઇહાં વાઘ ઇહાં કૂપ,
ઇહાં સમુદ્ર ઇણુ ગોફણી, ઇહાં રોગ ઇહાં ભૂપ. ૫

ચીતારઉ મઇં દૂહવ્યઉ, તિણુ એ કિયા ઉદેગ,
મંત્રિ વચન માન્યઉ નહીં, મુઝનઇં નૂપનઉ વિવેગ. ૬

કામ વિમાસ્યાં વિણુ કીયઉ, આગઇ પડઇ વિરામ,
હાથ ઘસ્યાં હિવ કયું નહીં, વિગડી નાવઇ ઠામ. ૭

[ સર્વગાથા ૨૩૨ ]

## ઢાલ—ઇગ્યારમી

### રાગ—આસા સિંધુડઉ

### સુઝનઇ ચ્યાર સરણા હુજ્યો એહની ઢાલ

ઇમ ચિંતાતુર પ્રિયુ દેખિનઇ, મિરગાવતી કહઇ એમ,
મન ઠામિ રાખિ તું આપણઉ, કરઇ સબલ ચિંતા કેમોજી. ૧

કાજ સમારઉ પ્રીતમ આપણઉ, એ સંસાર અસારોજી,
જનમ મરણ[1] વેદન જરા, દુકખ તણઉ ભંડારોજી. ૨ કા.

પોલિ જડી સગલી કોટની, બુરજે ચડયા ઝૂઝાર,
અતિ સબલ ઉદયન કેસરી, દિન રાતિ રહઇ હુસીયારોજી. ૩ કા.

મુઝ સીલ ખંડઇ કો નહીં, ગઢ લેઇ ન સકઇ કોય,
પ્રદ્યોતન બાહિર પડયઉ, નિશ્ચિંત પ્રિયુ તું હોયોજી. ૪ કા.

અમ્હ તણી ચિંતા મત કરઇ, તું સમરિ શ્રી વીતરાગ,
સંસારની માયા તજી, તું વાલિ મન વયરાગોજી. ૫ કા.

જગ માંહિ કો કેહનઉ નહીં, કારિમઉ સગપણ એહ,
વિહડંતા વેલા ખિણ નહીં, તડકઇ પડઇ જિમ ત્રેહોજી. ૬ કા.

દોહિલઉ આરિજ ખેત્ર એ, દોહિલઉ માણુસ જમ્મ,
સંજોગ ગુરુ નઉ દોહિલઉ, દોહિલઉ વલિ જિણ ધમ્મોજી. ૭ કા.

રાગ દ્વેષ નાણ્યે કેહ સું, મનિ આણિ સમતા ભાવ,
વયર વિરુયા છઇ ઘણું, ખામિયઇ ઇણ પ્રસ્તાવોજી. ૮ કા.

જિન શાસનઇ જિનવર કહ્યા, એ જીવ ચઉરાસી લાખોજી,
ખામજે ત્રિકરણ સુદ્ધસું, વીતરાગ દેવની સાખોજી. ૯ કા.

સંસારના કારણ કહ્યા, પાડુયા પાપ અઢાર,
મિચ્છા દુક્કડ દીજિયઇ ચીતાર નઇ ચીતારોજી. ૧૦ કા.

નઉકાર મનમાંહિ રાખિજે, જિહાં પંચ શ્રી પરમિટ્ઠ,
પ્રિયુ દેખિ ચોર સૂલી ચઢયઉ, દેવ(તા) તણા સુખ દિટ્ઠોજી. ૧૧ કા.

મન નારિ એહ મૃગાવતી, નિજરાવિયઉ નિજ કંત,
વયરાગ ઢાલ ઈગ્યારમી, કહઇ સમયસુંદર તંતોજી. ૧૨ કા.

[ સર્વગાથા–૨૪૪ ]

## ઢાલ–બારમી

### રાગ-સિંધૂડઉ

### ચિત ચેતન કરી, એહની.

વલિ રાણી મિરગાવતી, સરણા દીધા[1] ચ્યાર,
સતાનીક ભરતારનઇ રે, પરભવિ હિત સુખકારો રે. ૧
કરિ પ્રિયુ સરણા ચ્યાર અરિહંત સિદ્ધ સુસાધો રે,
કેવલી ભાખિયઉ,[2] ધરમ અમૂલિક લાધો રે, ૨ ક૦

દીપ અઢી માંહિ દીપતા રે, વિહરંતા અરિહંત,
ભવ્ય જીવ પ્રતિબોધતા રે, તિત્થંકર ભગવંતો રે. ૩ ક૦

આઠ કરમનો ક્ષય કરી રે, પહુત મુતગિ મઝાર,
[ જરા મરણ નઉ ક્ષય કરી રે, પહુતા મુગત મઝાર રે ]
અજરામર પદવી લહી રે, સિદ્ધ અનંત સુખકારો રે. ૪ ક૦

ઉત્કૃષ્ટી કિરિયા કરઇ રે, પાલઇ સૂધઉ પંથ,
આપ તરઇ પર ઊધરઇ રે, સૂધા સાધ નિગ્રંથો રે. ૫ ક૦

તીર્થંકર દેવ ભાષિયઉ રે, જીવદયા રૂપ ધર્મ્મ,
કરિ સરણઉ મન દેઢ કરી રે, જિમ ભાજઇ ભવ ભર્મો રે. ૬ ક૦

સાચઉ પરભવ સંબલઉ રે, સરણા એ સંસારિ,
પુણ્યવંત સરણા કરી રે, સફલ કરઇ અવતારો રે. ૭ ક૦

એ સરણા વલિ દોહિલા રે, પામંતા વાર વાર,
જનમ મરણથી છોડવઇ રે, ભવદુખ ભંજણહારો રે. ૮ ક૦

આણંદ કામદેવ જે હુવા રે, શ્રાવક સુદ્ધ આચાર,
સંથારઇ સરણા કીયા રે, સુર પદવી લહી સારો રે. ૯ ક૦

ધન્નાનઇ સાલિભદ્ર હુયા રે, જગિ જાણીતા જેહ,
તે પણિ એ સરણા કરી રે, આરાધક થયા તેહો રે. ૧૦ ક૦

---

૧. કીધા, ૨ સાખિયઉં

નિજ બાંધવ જુગ બાહુનઇ રે, મણિરથ દીધઉ પ્રહાર,
મયણરેહા સરણા દિયા રે, પરભવ લહ્યા સુખ સારો રે. ૧૧ ક૦
ઇમ અનેક સરણા કિયા રે, સાર્યાં આતમ કાજ,
કાજ સમારિ તું આપણઉ રે, સરણા કરિ કંત આજો રે. ૧૨ ક૦
સતાનીક સરણા કરી રે, પરલોક પહુતઉ તેહ,
બારમી ઢાલ પૂરી થઈ રે, સમયસુંદર કહઇ એહો રે. ૧૩. ક૦

[ સર્વગાથા ૨૫૭ ]

## દૂહા ૪

સતાનીક રાજા હિવઇ, પહુંતઉ તે પરલોક,
જાણ પ્રવીણ મૃગાવતી, ન કરઇ પ્રીતમ સોક. ૧
ઊંચઇ સરિ રોઈ નહીં, ન કિયા ઘણા વિલાપ,
કુણ જાણઇ કિમ કીજતાં, કુણ લાગઇ વલિ પાપ. ૨
મૃત કારજ કીધા તુરત, સોગ ગમાડચઉ દૂર,
સીલ અખંડિત પાલતી[1] રાણી રહઇ પડૂર. ૩
આજ સીમ રહ્યા સાબતા, રાજ અનઇ સીલ દોય,
બુદ્ધિ કરિસિ હિવ તેહવી, જિમ લેસ્યઇ નહિં કોય. ૪

## ઢાલ–તેરમી

### રાગ–ધન્યાસિરી

દીઠઉ દીઠઉ વામાકઉ નંદન દીઠઉ

આયઉ આયઉ રી સમરતા દાદઉજી આયઉ—એહની

સીલ પાલઇ રી, સુદ્ધ સીલ મૃગાવતી પાલઇ,
સુખ સમાધિઇ વસઇ લોક સગલા, ભય ઊપજતા ટાલઇ રી. ૧ સુ૦

---

૧ સેવતાં

ચંડપ્રદ્યોત કટક પડચઉ બાહિર, વેઢિ સંગ્રામ ન હોઈ,
ઉદયનકુમર મૃગાવતી રાણી, નગરમાંહિ સહુ કોઈ રી. ૨ સુ૦
સીલ પ્રભાવિ સંકટ ટલઈ સગલા, સીલ સદા સુખદાઈ,
સીલ રતન રાખઉ રૂડી પરિ, સીલ નવે નિધ થાઈ રી. ૩ સુ૦
જુગપ્રધાન જિનચંદ સૂરીસર, જિન સિંહસૂરિ જસવાદઇ,
બીજઉ ખંડ ચડચઉ પરમાણઇ, સકલચંદ્ર સુપ્રસાદઇ રી. ૪ સુ૦
તેરમી ઢાલ રાગ ધન્યાસિરી, સુણતાં આણંદ પાવઇ,
બીજઉ ખંડ થયઉ એ પૂરઉ, સમયસુંદર ગુણ ગાવઇ રી. ૫ સુ૦
[ સર્વગાથા ૨૬૬ ]

ઇતિશ્રી મૃગાવતીચરિત્રે મૂલત્રાણ વાસ્તવ્ય રીહડ સા. કર્મ્મચંદ્ર સમભ્યર્થનયા કૃતે ઉદયનકુમાર વીણાવાદન ૧ ચિત્રસભાકરણ ૨ નિપુણ-ચિત્રકારહસ્તછેદન ૩ ચંડપ્રદ્યોતન કોસાંબીવેષ્ટન ૪ શતાનીક પરલોકગમન ૫ વર્ણનો નામ દ્વિતીય ખંડઃ સમાપ્તઃ દ્વિતીય ખંડેપિસર્વગાથા ૨૬૬ ઢાલ ૧૩ ॥ છઃ ॥

# તૃતીય ખણ્ડ

## દૂહા ૪

શ્રી જિનદત્તસૂરિ જાગતઉ, હિવ પ્રણમું તસુ પાય,
અંબડ કર અક્ષર થકી, યુગપ્રધાન કહિવાય. ૧
જીતી ચઉસઠિ જોગિણી, ખેત્રપાલ બાવન્ન,
નામઇ ન પડઇ બીજલી, લોક કહઇ ધન ધન્ન. ૨
ખંડ બીજઇ સાનિધિ કરી, જિમ શ્રી કુસલ સૂરિંદ,
તિમ ત્રીજઇ કરિજ્યો તુમ્હે, હું પણિ છું મતિમંદ. ૩
સાવધાન થઈ સાંભલઉ, કહુ ત્રીજઉ હિવ ખંડ,
ખીર ખાંડ ઘૃત તિમ[1] મિલ્યા, રસ ઊપજઇ પ્રચંડ. ૪

૧. તિણિ,

## ઢાલ–પહિલી

### રાગ–સારંગ મલ્હાર

પહિલું પ્રણામ કરું જિનરાય–એહ સીલના રાસની ઢાલ

હિવ મૃગાવતી ચિંતવઇ એમ, રાજ નઇ સીલ રાખું કહઉ કેમ,
ઉદયનકુમર પણિ લહુડલઉ, ચંડપ્રદ્યોતન સબલ રસ પ્રેમ,
જોર પણિ કોઇ ચાલઇ નહીં, સર્પ છેડયઉ ખાયઇ દુસમણ તેમ,
બુદ્ધિ કાઈ ઇહાં કેળવી, સીલ રતન રહઈ સાબતઉ જેમ કે. ૧

સીલ રુડી પરિ રાખિસ્યું, કરિસ્યું જી લાખ નઇ કોડિ ઉપાય,
કારણિ કૂડ પણિ બોલિયઇ, સુદર્શન સેઠ દૃષ્ટાંત કહાય કે. સી૦ આંકણી. ૨

ચિંતવઇ એમ મૃગાવતી નારિ, ચતુર સખી ચતુરા સુવિચાર,
વાત સગલી સીખવી[1] કરી, મુંકી પ્રદ્યોતન પાસિ અપાર,
જાઇ કહઇ રાજન સુણઉ, કહઇ મૃગાવતી વીનતિ અવધારિ,
હું તુઝ નઇ હિવ આસરી, રવિ આથમ્યાં કાંતિ નિસ ભરતાર કે. સી૦ ૩

પણિ મુઝ ઉદયન અંગજ બાલ, જાજરઉ ગઢ વલી નહિ ગોલા નાલિ,
કટક પાસઇ નહી તેહવઉ દુસમણ સબલ ન કો રખવાલ,
સબલ ચિંતા મુજ પુત્રની, તું કહઇ તે કરું ભણઇ ભૂપાલ,
રયણાયર મિત્ર જેહનઇ તેહનઉ દલિદ્ર જાયઇ તતકાલ કે. સી૦ ૪

કુમર રહઉ માહરી છત્ર છાય, તે કુણ છઇ જિણઇ સામ્હઉ જોવાય,
સીંહ ઉચ્છંગથી સીહ[2]લઉ, હાથ ઘાલી કહઉ કેમ લેવાય,
તાહરઉ પુત્ર તે માહરઉ મન મિલ્યાં અંતર કેમ ગિણાય,
કુમર ઉદયન કરઉ સાહિબી, વલિ કહઉ તે કરું દાય ઉપાય કે. સી૦ ૫

નારિ કહઇ રાય તુમ્હે રહઉ દૂર, સત્રુ પડઇ આવી ઊગતઇ સૂર,
કુમર ઊપર કહઉ કિમ હૂયઇ[3], સાપ ઝૂમ્યઉ કેહનઇ અતિ ક્રૂર,
ગારુડી સૌ કોસ વેગલઉ, કહઉ કદે આવિનઇ હોઇ હજૂર,
એ દૃષ્ટાંત લાગઉ ઇહાં, કુમર નઇ કરઉ એક વાર સનૂર કે. સી૦ ૬

---

૧. સીખાવી, ૨. સેહલઉ, ૩. હવઇ,

કુમર તણુઉ ભય ટાલિવા કાજ, કોટ કરાવઉ કોસંબીનઉ રાજિ,
ચીકણી ઈંટ ઉજેણિની, નાલિ ગોલાં તણુઉ કરઉ વલિ સાજિ,
અન્ન ભંડાર પૂરા ભરઉ, અરિદલ આવિ પાછા જાયઇ ભાજિ,
પુત્ર સંજામ કીધા પછી તૂં કહઇ તઉ આવું પાસિ હું આજ કે. સી૦ ૭

ચંડપ્રદ્યોતન માની તે બાત, ઉલટચઉ આણંદ અંગિ ન માત,
દૂતિકા પાછી મોકલી સેવકલોક પરંપરા જાત,
હાથ જોડી હુકમતિ કરિ, ઉજેણી ઈંટ આણી દિન રાતિ,
ગઢ કિયઉ વિસમ ઉતાવલઉ, કામીય નર કરઇ એહ અવદાત કે. સી૦ ૮

વલિ કહ્યઉ તે સગલઉ કિયઉ સંચ, મિલણ ભણી થયા પ્રગટ રોમંચ,
દૂતિકા તેડિવા મોકલી જાણિ નહી હિવ કા ખલ ખંચ,
માહરી થઈ મિરગાવતી પણિ જાણઇ[1] નહીં નારિ નઉ વંચ,
ઢાલ પહિલી પૂરી થઈ સમયસુંદર કહઇ સહુ પરપંચ કે. સી૦ ૯

[ સર્વગાથા ૧૨ ]

### દૂહા

દૂતી એક ચતુર હુંતી, તે મૂંકી સુવિલાસ,
રાજા ચંડપ્રદ્યોતનઇ, નારિ મૃગાવતી પાસિ. ૧

તુરત જઈ દૂતી કહ્યઉ, સુણિ રાણી સંદેસ,
તુઝનઇ રાજા ઇમ કહઇ, નગર ઉજેણિ નરેસ. ૨

મઇં તુઝ વાંછા પૂરવી, તૂં મુઝ વાંછા પૂરિ,
પ્રારથિયા પહઠઇ નહી, હિવ મુઝ આવિ હજૂરિ. ૩

[ સર્વગાથા ૧૫ ]

૧. જાણ્યઉ

## ઢાલ બીજી

### પરીયાની ઢાલ

### રાગ—ગઉડી

સતિય કહઇ સુણિ દૂતિકા, સુણિ સુવચન[1] એક મુજઝ રે,
અનાચાર જઉ આચરઇ, તઉ તે કિસ્યઉ રાજા તુજઝ રે. ૧
ધન ધન નારિ મૃગાવતી જિણ રાખ્યઉ આપણઉ સીલ રે,
રાય ચંડપ્રદ્યોતના બોલ નાખ્યા જિણ અવહીત રે. ધ૦ ૨
લલણા અન્ય દારા કુંભ બોટતઉ કાગડે સરિખઉ નર હોય રે,
નરનારી નિંદીજતઉ સોભા ન લિહઇ કિહાં સોય રે. ધ૦ ૩
પરકન્યા માગઈ સદા એ સબળા રાયાં રીતિ રે,
પરનારિ એ[2] માંગઇ ઇણ[3] કઉણ ચલાવી કુનીતિ રે. ધ૦ ૪
અજીસીમ ચિતકાલિમા રાજાની ન ગઈ જોઇ રે,
વરષાજલ મલ વહઇ પણિ આસૂ નિર્મલ હોઇ રે. ધ૦ ૫
કાલ વિલંબ[4] કરણ ભણી મઇ કોટ કરાવ્યઉ એહ રે,
ન થયઉ ચિત્ત ઊજલઉ કાગની નિત કાલી દેહ રે. ધ૦ ૬
ચંદ્રકલંક તિલા મસા અથવા સીલીના દાગ રે,
કિમ હી જાયઇ નહીં તિમ ચંડપ્રદ્યોતન રાગ રે. ધ૦ ૭
તુઝ સામી સાંભલ્યઉ નહીં, નાગના મણિ કેસ રે.
તિમ સીલ સતી નઉ, ગ્રહિ કુણ સકઇ લવલેસ રે. ધ૦ ૮
હિવ દૂતી તું જાઇ નઇ માહરે વચને કહે વાત (એમ) રે,
અકુલીનપણું તઇં ઉત્તમઇ, મનમાહે આણ્યઉ કેમ રે. ધ૦ ૯
જઉ વાંછઈ સુખ આપનઇ, તઉ પાપ થકી મન વાલિ રે,
નહિં તરિ તઉ[5]કાં કુપી સતી, નાંખસ્યઇ તુંનઇ બાલિ રે. ધ૦ ૧૦

---

૧ તું, ૨ નઇ, ૩ નહીં, એ કુણ ચલાવી રીતિ રે, ૪ વિલંબણ એ ભણી, ૫ તે ગાઢી,

ઇમ સગલી સીખ[1] સાંભલી, દૂતિકા ગઈ રાજા પાસિ રે,
માંડિનઇ બાત સહૂ કહી, થયઉ ચંડપ્રદ્યોત નીરાસ રે. ધ૦ ૧૧
ચંડપ્રદ્યોતન ચીંતવઇ હાહા, હાથ ઘસઇ વિલખાણઉ રે,
ફાલથી સીહ ચૂકઉ સહી, તેહવઉ હૂં પણિ પછતાણઉ રે. ધ૦ ૧૨
ઇણ નારી મોનઇ છેતરયઉ, અહો બુદ્ધિ તણઇ પરપંચ રે,
ગઢ વિષમ કરાયઉ આપરઉ, વિઢતાં પણિ નાવઈ સંચ રે. ધ૦ ૧૩
મુઝ નઇ મતિ પહિલી નૂપની, નારિ નટ જાસ્યઇ એહ રે,
ઇમ ચિંતા કરતઉ થકઉ, મુહતે સમઝાયઉ તેહ રે. ધ૦ ૧૪
કામ કીધઉ તે નીમડયઉ, હિવ સોચ મ કરઉ કાંઇ[2] રે,
અન્યાય કરંતાં લોકમઇ, કારજ સિદ્ધિ કદીય ન થાઇ[3] રે. ધ૦ ૧૫
મૃગાવતી પિણ તિણ સમઇ, સગલઉ સજ કીધઉ કોટ રે,
નાલિ ગોલા માંડયા ચિહુંદિસઇ મત ચંડરાજા કરઇ ચોટ રે. ધ૦ ૧૬
ગઉડી રાગ ગાતાં ભલઉ, પરિજિયાં કેરી વલિ જાતિ રે,
બીજી ઢાલ બોલી એ સહી, સમયસુંદર કહઇ ભલી બાત રે. ધ૦ ૧૭
[ સર્વગાથા ૩૨ ]

## દૂહા ૫

હિવ રાણી મિરગાવતી, દીઠઉ સુત દુરજેય
સૂર વીર અતિ સાહસી, મહિમાગરિ મામેય. ૧
ઉદયનકુમર સુલક્ષણઉ, વિનયવંત જસવંત,
રાજા પાટિ લે થાપિયઉ, ચામર છત્ર ધરંત. ૨
મંત્રી સેનાની પુત્ર પણ, થાપ્યા તાતની ઠામ,
પાલઇ રાજ પડૂરસું, ઉદયન રાજા નામ. ૩
સતી મનોરથ ઇમ કરઇ[4], હિવ મુઝ ટલ્યઉ ઉદ્વેગ,
જઉ જિણવર આવઇ ઇહાં, તઉ દીક્ષા લૂં વેગિ. ૪

---
૧. બાત, ૨. કોઈ, ૩. હોઈ, ૪. કહઈ.

એહ મનોરથ જાણિનઇ, વિહરંતા અરિહંત,
સામિ આવિ સમોસર્યા, મહાવીર ભગવંત. ૫
[ સર્વગાથા ૩૭ ]

## ઢાલ ત્રીજી

### રાગ–ગુંડ

ઓલગિયઈ અરિહંત કુદેવ ન જાચીયઈ રે કુદેવ. એહની ઢાલ
અથવા–ઈણ ગામડઇ વાડી વાગ કિ આંબા રાઉલા રે
કે આંબા–એહ લોકગીતની ઢાલ

ઇણ અવસરિ મહાવીર કે આવિ સમોસર્યા રે કે આવિ૦
ચઉદ સહસ અણગાર કે સાધુસું પરિવર્યા રે કે સાધુ૦ ૧
નગર કોસાંબી ઉદ્યાનકે અતિ હિં મનોહરુ રે કે અતિ૦
સમવસરણ સુર કોડિ રચઇ તિહાં સુંદરુ રે કે રચઇ૦ ૨
રજત હેમ મણિસાર રચઇ ત્રિગઢ[1] ભલઉ રે કે રચઇ૦
સિંહાસણ પાય પીઢ સોવન મય ગુણ નિલઉ રે કે સોવન૦ ૩
ઊંચઉ વૃક્ષ અસોક કે સીતલ છાંહડી રે કે સીતલ૦
તિહાં પહુંચઇ પુણ્યવંત લોડાવતા બાંહડી રે કે લોડા૦ ૪
દેવછંદઉ અતિચંગ રચઇ વલિ દેવતા રે કે રચઇ૦
પ્રભુ પાસઇ સુરકોડિ રહઇ પાપ સેવતા રે કે રચઇ૦ ૫
સીસ ઊપરિ ત્રિણ છત્ર મનોહર સોહતા રે કે મનો૦
ચામર ઢાલઇ ઇન્દ્ર ભવિક મન મોહતા રે કે ભવિક૦ ૬
બઇઠા શ્રી ભગવંત કરઇ ધ્રમ દેસણા રે કે કરઇ૦
ગાજતા મેઘગંભીર અમીરસ વરસતા રે કે અમી૦ ૭
[ બઇઠી પરપદા બાર કે આણંદ અતિ ઘણુઇ રે કે આણંદ૦ ]
નિજ નિજ ભાષાભેદ ધર્મ સહુકો સુણઇ રે કે ધર્મ૦ ૮

૧. ત્રિગઢઉ,

કે માનવ૦
સફલ કરઇ અવતાર કે માનવભવ તણઉ રે કે ઠાકુર૦ ૯
ધન ધન દીઠઉ આજ કે ઠાકુર આપણઉ રે કે તીર્થં૦
ઉપસમ્યા વઇર વિરોધ કે તીર્થંકર આગમઇ રે કે આયઉ૦ ૧૦
ચંડપ્રદ્યોતન રાય આયઉ વઇરાગ મેં રે કે ગયઉ૦
કટક કીયઉ સબિ દૂરિ ગયઉ વીર વાંદિવા રે કે દુ૦ ૧૧
જનમ મરણ ગ્રભવાસના દુકખ નિકંદિવા રે કે પોલિ૦
મૃગાવતી પણિ પોલિ ઉઘાડી ગઢ તણી રે કે વીર૦ ૧૨
ચાલી કુમર લે સાથિ કે વીર વાંદણ ભણી રે કે કીધી૦
ત્રિણિહ પ્રદક્ષિણા દેઇ કીધી ગુર[1] વંદના રે કે દીઠી૦ ૧૩
આનંદ અંગ ન માય કે દીઠી ચંદના રે કે ઢાલ૦
રાગ ગુંડમલ્હાર[2] કે ઢાલ ત્રીજી ભણી રે કે વીર૦ ૧૪
સમયસુંદર કહઇ ધન્ય કે વીર[3] વાણી સુણી રે
[ સર્વગાથા–૫૧ ]

## ઢાલ ચોથી

### રાગ–ગઉડી

### જંબૂ દીપ મઝારી ભરતખેત્ર માહ–એહની ઢાલ

ઇણ અવસરિ એક ભીલ, આવિ ઊભઉ રહ્યઉ, ધનુષબાણ હાથે ધરી એ,
દૂરિ થકઉ કહઇ એહ, પ્રસન મનઇ કરી, સર્વ જાણ જાણી કરી એ. ૧
ભયવં જાસા સાસા જાસા સાસંતિ ઉત્તર તેહિજ પ્રભુ કહઇ એ,
ભણઇ ગૌતમ ઇણ સીલિ, પૂછ્યું તે કહઉ પરમારથ સહુકો લહઈ એ. ૨
પરઉપગારી વીર, કહઇ તુમ્હે સાંભલઉ, મોટઉ પાપ ઇણઇ કીયઉ એ,
ભગની સું ઘરવાસ, પણિ સાંસઉ પડ્યઉ, તિણ અમ્હ પૂછણ આવીયઉ એ. ૩

૧. વીર, ૨. માંહે, ૩. શ્રીવીર

એહવઉ મોટઉ પાપ, પ્રગટ વચન કરી, લાજઇ પૂછિ સકઇ નહિં એ,
મન સું પૂછ્યઉ તેણ, એહ પ્રસિદ્ધ કથા, સહુ જાણઇ તિણ નવિ કહી એ ૪.
વલિ દ્યઇ પ્રભુ ઉપદેસ, વરિ વિષ પણિ ભલઉ, પણિ વિષયારસ પાડુયાએ,
વિસ મારઇ ઇક વાર, વિષય અનંતદુઃખ, ભવવન માંહિ ભમાડિયા એ. ૫
વિષય અનંતી વાર, ઇણ જીવિ ભોગવ્યા, તઉ પણ ત્રિપતિ ન તે લહઇ એ,
જાણઇ મઇ એ સુખ. કહિ દીઠા નહીં, વિષ ખાધઇ પણિ સુખ લહઇ એ. ૬
ખણતઉ ગાઢી ખાજિ, પાંમાતુર નર દુખ નઇ માનઇ સુખકરી એ,
કરીય ધતૂરઉ ભક્ષ, દેખઇ કંચણ, કામાતુર નર તિણિ પરી એ. ૭
ભુંડા એ કામ ભોગ[1], ઇહલોક અપજસ, દુરગતિ જાયઇ જીવડઉ એ,
પામઇ દુખ અનંત, કરમ કટુક રસ, જાંણે કડુયઉ નીંવડઉ એ. ૮
જે વિરમઇ તે ધન્ય, વિષય થકી નર, જગમઇ તસુ જસ વિસ્તરઇ એ,
પરભવ પામઇ સુખ, અજરામર પદ, ભવસાયર હેલાં તરઇ એ. ૯
સાંભલિ કરમ વિપાક, ભવથી બીહતઇ, તિણ ભીલઇ સંયમ લીયઉ એ,
ચઉથી ઢાલ રસાલ, સમયસુંદર કહઇ, મૃગાવતી પણિ મન કીયઉ એ. ૧૦

[ સર્વગાથા ૬૧ ]

## ઢાલ—પાંચમી

**૧ સીમંધર સામી સાંભલઉ વીનતિ એ અવધારો સી. એહની ઢાલ**
**અથવા ૨ હું માલિણ રાજા રામકી એહની ઢાલ**

તિણ અવસર મિરગાવતી, પભણઇ બે કર જોડો જી,
પર ઉપગારી તું પ્રભુ, મુઝનઇ ભવ થકી છોડો જી. ૧
પ્રતિબૂધી મિરગાવતી, સાંભલી વીર વચન્નોજી,
ચારિત ઊપરિ ચિત ધર્યઉ, રાખિવા સીલ રતન્નોજી. ૨ પ્ર૦
વાણી તુમ્હારી મઇં સુણી, જાણ્યઉ અથિર સંસારોજી,
ચંડપ્રદ્યોતનનઇ પૂછિનઇ, લેસૂં સંયમ ભારોજી. ૩ પ્ર૦
વલતઉ વીર વચન કહઇ, મા પડિબંધ કરેસોજી,
સૂધઉ સંજમ પાલતી, તું સંસાર તરેસો જી. ૪ પ્ર૦

---
૧. રાગ

તુરત ગઈ મિરગાવતી, ચંડપ્રદ્યોતન પાસો જી,
કહઇ રાજન કિમ તાહરઇ, વિપરીત બુદ્ધિવિલાસો જી. ૫ પ્ર૦
કાગ ભર્યા સર છોડિનઇ, કુંભ વિટાલઈ જેમો જી,
પરદારાનઇ સેવતઉ, અધમ પુરુષ કહ્યઉ તેમો જી. ૬ પ્ર૦
જે વિરમ્યા પરદારથી, તે સાચા નર સીહો જી,
પરનારી ગંજ્યા તિયાં, નામ ન લયઇ કો જીહો જી. ૭ પ્ર૦
વીર વચન મનમઇં ધરી, દ્યઇ મુઝનઇ આદેસો જી,
એ સંસાર અસાર છઇ, હું હિવ દીક્ષા લેસો જી. ૮ પ્ર૦
ચંડપ્રદ્યોતન લાજતઉ, દ્યઇ અનુમતિ હિત કામો જી,
મારગ ચૂકાં માણસાં, લજ્જા આણઇ ઠામો જી. ૯ પ્ર૦
આગલિ ગુણ જાણી કરી, રાય તણઇ[1] મન રંગો જી,
ઉદયન ખોલઇ ઘાલિયઉ, એહનઉ કરિજ્યો અંગો જી. ૧૦ પ્ર૦
ઘરિ આવઇ મિરગાવતી, દેઈ દાન ઉલાસો જી,
આડંબર મોટઇ કરી, પહુંતી પ્રભુનઇ પાસો જી. ૧૧ પ્ર.
વીર ચરણ વાંદી કરી, પંચ મુષ્ટિ કરી લોચો જી,
પ્રભુ સઇં હથિ સંજમ લીયઉ, ટલી સગલી મન સોચો જી. ૧૨ પ્ર૦
દીક્ષા દેખિ રાણી તણી, ચંડપ્રદ્યોતન નારો જી,
અંગારવતી પ્રમુખે આઠે, તુરત તજ્યો સંસારો જી. ૧૩ પ્ર૦
ભીલ મુનિસર જે હુંતઉ, તિણ પ્રતિબોધ્યા ચોરો જી,
એકઇ ઊંણા પાંચસઇ, કરતા પાપ અઘોરો જી. ૧૪ પ્ર૦
વિષય થકી વિરમી નહી, પાંચસઇ ચોરની નારો જી,
પાપ કીયા ઘણા પાપિણી, દેખસ્યઇ દુકખ અપારો જી. ૧૫ પ્ર૦
પાંચમી ઢાલ પૂરી થઈ, મૃગાવતી ગઈ દીખો જી,
સમયસુંદર કહઇ હિવ વલી, વીર દેસ્યઇ હિત સીખો જી. ૧૬ પ્ર૦
[ સર્વગાથા ૭૭ ]

1. નારિચતણો

## ઢાલ છઠ્ઠી

રાગ– કેદારઉ મિશ્ર

૧ સુણ મેરી સજની રજની ન જાવઈ રે

અથવા

૨ પ્રિઉડા માનઉ બોલ હમારઉ રે–એહની ઢાલ

સુણિ મિરગાવતી હિવ હિતશિક્ષા રે,
પ્રભુ કહઇ ચંગી પાલિ તું દીક્ષા રે. ૧

દુરલભ દીક્ષા તે તઇં પામી રે,
હિવ તું નિશ્ચઇ મુગતિ ગામી રે. ૨ સુ૦

ઇન્દ્રની પદવી લહિતાં સુહિલી રે,
પણ એ સાધની[1] પદવી દુહિલી રે. ૩ સુ૦

પંચપ્રમાદસું મ કરે પ્રમોદા રે,
ચઉદ પૂરવધર પડિ તિ નિગોદા રે. ૪ સુ૦

પહિલું સતી માંહિ રાખી રેખા રે,
હિવ કરિ સાધવી માંહિ વિસેષા રે. ૫ સુ૦

ભણિ ગુણિ આગમ જ્ઞાન છઇ દીવઉ રે,
જિનવર વાણી અમૃત પીવઉ રે. ૬ સુ૦

જ્ઞાન સું કિરિયા સિવસુખદાઈ રે,
અંધ સું પંગુ નગરી પાઈ રે. ૭ સુ૦

ગુરુ ગુરુણી નઉ વચન ન[2] લોપે રે,
સીખ દેયંતાં તું મત કોપે રે. ૮ સુ૦

પંચ મહાવ્રત સૂધા પાલે રે,
આહાર બઈંતાલીસ દૂષણ ટાલે રે. ૯ સુ૦

થોડા પણિ તું ગૃહસ્થપ્રસંગા રે,
મ કરિસિ ઇણુથી ચારિત ભંગા[3] રે. ૧૦ સુ૦

---

૧. સાધવી, ૨. મ, ૩. ચંગા

કુટુંબ ઊપરિ તું નાણે માયા રે,
કે કેહની માતા કેહની જાયા રે. ૧૧ સુ૦
મિત્ર નઇ સત્રૂ ગિણજે સરિખા રે,
મત તું બોલે ભાષા મિરષા રે. ૧૨ સુ૦
ત્રિણ મણિ કંચન સરિખા જાણે રે,
સમતા ભાવનૂં સૂધઉ આણે રે. ૧૩ સુ૦
વિનય વેયાવચ સહુની કરજે રે,
દસ વિધ સમાચારી ધરિજે રે. ૧૪ સુ૦
ક્રોધ મ કરિજે કિણસું કોઈ રે,
મારગિ ચાલે જીવનઇ જોઈ રે. ૧૫ સુ૦
માન ન કરિજે કિણ હી ઠામઇ રે,
જીવ વેચાણઉ એક વિ દામઇ રે. ૧૬ સુ૦
વલિ તું મ કરે લાલચિ લોભા રે,
લોભ કરંતાં ન રહઇ સોભા રે. ૧૭ સુ૦
બાવીસ પરીસા સાધવી સહજે રે,
અતિ ઉત્કૃષ્ટી રહણી રહજે રે. ૧૮ સુ૦
સંયમ નઉ માર ભલઉ નિરવહિજે રે,
ચંદનબાલાની સીખમાં રહિજે રે. ૧૯ સુ૦
ઇમ દે સિક્ષા અમૃતકુંપી રે,
ચંદનબાલા નઇ મૃગાવતી સુંપી રે. ૨૦ સુ૦
રાય ચેડાની એ છઇ પુત્રી રે,
કંત સતાનીક રાજા છત્રી રે ૨૧ સુ૦
એહનઇ રુડી પરિ તું રાખે રે,
સાધનો આચાર સગલઉ દાખે રે. ૨૨ સુ૦

હિત શિક્ષાની ઢાલ એ છઇ છટ્ઠી રે,
સમયસુંદર કહઇ સુણતાં મિટ્ઠી રે. ૨૩ સુ૦
[ સર્વગાથા ૧૦૦ ]

## દૂહા ૬

હિવ શ્રીવીર તિહાં થકી, કરઇ અનેથ વિહાર,
એકઇ ઠામિ રહઇ નહી, જિનવર નઇ દિનકાર. ૧
ઉદયન નઇ રાજઇ ઠવ્યઉ, રાણી વચન વસેણ,
ચંડપ્રદ્યોતન રાય પણિ, પહુતઉ નયર ઉજેણિ. ૨
ઉદયન રાજા આપણઉ, કોસંબી નઉ રાજ.
સુખ સમાધિ સું ભોગવી, કરઇ અનોપમ કાજ. ૩
ચંડપ્રદ્યોતન અપહર્યઉ, વાસવદત્તા હેતિ,
ઇહાં અધિકાર છઇ અતિ ઘણા, તે હું નહિં કહું એતિ. ૪
જિમ વાછરુયઉ ગાયનઇ, ચીતારઇ નિજ ચિત્ત,
તિમ ઉદયન નિજ માતનઇ, સમરંતઉ રહઇ નિત્ત. ૫
ધન વેળા તે ધન ઘડી, ધન તે દિન પરભાતિ,
નયણે નિરખિસિ હરખસું, મૃગાવતી નિજ માત. ૬
[ સર્વગાથા–૧૦૬ ]

## ઢાલ–સાતમી સંધિની

રાગ–આસાઉરી સિંધુડઉ

૧ કુમરી જાણું કારજ સીધું, તાત વિના પણિ દૈવઇ કીધુ, એ સંબપ્રદ્યુમ્ન ચૌ૦ ની ઢાલ અથવા–૨ રાયકુમરમન નિશ્ચલ જાણી, લાડકોડ પૂરઇ અણજાવી એ સુબાહુ સંધિની ઢાલ.

તિણ અવસરિ જિણવર વિહરંતા, કેવલ ન્યાન પ્રકાશ કરંતા,
કોસંબીનયરા ઉદ્યાન, સમવસર્યા સામી વર્દ્ધમાન. ૧

સમવશરણ વિચરઇ તિહાં દેવા, ચઉસઠિ ઈન્દ્ર કરઇ જસુ સેવા,
આગલિ બઈઠી પરષદ બાર, ધરમ પ્રકાશઇ પ્રભુ હિતકાર. ૨

ચંદનબાલા પણિ પ્રભુ પાસઇ, વંદણ આવી મન ઉલ્લાસઇ,
મૃગાવતી પણિ આવી સાથિ, કેવલન્યાન લીજઇ નિજ હાથિ. ૩

વનપાલક વદ્ધામણી દીદ્ધી, ઉદયન રાજા વંછિત સીધી,
ઉચિત ઘણુઉ તેહનઇ દાન દેઇ, વાંદણ આવઇ અંતેઉર લેઈ. ૪

જિનવર દરસણ વિનય કરેઈ, ચામર છત્ર મુગટ અચણેઇ,
બે કર જોડી સામ્હઉ બઇસઇ, તન મન નયન કમલ તસુ વિહસઇ. ૫

તીર્થંકર દેવ ધઇ ઉપદેસ, સુણતાં ભાજઇ કરમકિલેસ,
સુણિ રાજન સંસાર અસાર, જનમ જરાનઉ દુખ ભંડાર. ૬

વિષય તણા ફલ છઇ અતિ વિરૂયા,
સુખ થોડા નઇ દુખ અતિ ગિરુયા,
સુખ સરસવ દુખ મેરુ સમાણિ, મધુ બિંદુયા નઉ દ્દષ્ટાન્ત જાણિ. ૭

ઇમ આતમ હિત જાણી રાય, વિષય થકી વિરમ્યાં સુખ થાય,
ફલ કિંપાક સમાણા કહિઇં, પરભવિ દુરગત ના દુખ લહિઇં. ૮

દોષ અઢાર રહિત તે દેવ, સૂધા સાધ તણી કરિ સેવ,
કેવલિ ભાષિત સૂધઉ ધર્મ્મ, સમકિત રતન તણઉ એ મર્મ્મ. ૯

પુત્ર કલત્ર અરથ નહીં સરણઉ, એક દિવસ નેટ નિશ્ચય મરણઉ,
હય ગય રથ કોઇ સાથિ ન આવઇ, પાપ કરી પરભવિ દુખ પાવઇ. ૧૦

જાણ્યઉ જૈન તણઉ ધ્રમ સૂધઉ, વીર વચન ઉદયન પ્રતિબૂધઉ,
આદર્યઉ શ્રાવક ધર્મ ઉદાર, આપણઉ સફલ કિયઉ અવતાર. ૧૧

ત્રીજા ખંડની સાતમી ઢાલ, પ્રતિબૂધઉ ઉદયન ભૂપાલ,
સમયસુંદર કહઇ વાત નઉ સાર, હિવ કહું ચંદસૂરિજ અધિકાર. ૧૨

[ સર્વગાથા-૧૧૮ ]

## દૂહા

ચંદ સૂરિજ તિણ અવસરઇ, આયા મૂલ વિમાન,
વીર જિણેસર વાંદિવા, ભાવ ભગતિ બહુ માન. ૧

ઇણ ચઉવીસી એ હૂઆ, દસ અચ્છેર સમગ્ગ,
કેવલનાણ પછી હુઆ, મહાવીર ઉવસગ્ગ. ૨

ગર્ભહરણ મહાવીરનઉ, તીર્થંકર સ્ત્રીવેદિ,
શ્રીવીર પાંહલી દેસણા, નિપ્ફલ થઇ ઇણ ભેદિ. ૩

કૃષ્ણઇ કપિલ તણઉ સુણ્યઉ, સંખ સબદ તિણિ મર્મ,
હરિ હરિણી નરકઇ ગયા, ચમર ગયઉ સૌધર્મ. ૪

ઉત્કૃષ્ટી અવગાહના, અટ્ઠોત્તર સઉ સિદ્ધ,
પૂજા થઈ અસાધુની, દસમઉ એહ પ્રસિદ્ધ. ૫

તસુ વિમાન ઉદ્યોતકરિ, બાહિર ગયો અંધકાર,
અંતરંગ પણિ તે ગયઉ, પ્રભુ દેસણા પ્રકાર. ૬

મૃગાવતી ઇમ ચિંતવઇ, ઉદયન પુણ્ય પડૂર,
શ્રાવક વ્રત લેતા હુયા, સાખી ચંદ નઇ સૂર. ૭

ત્રિભુવન નાયક વીર જિણ, હાથ ધર્યઉ નૃપ સીસ,
ઇન્દ્ર કહઇ એ અમ્હ તણઉ, સાહમી વિશ્વાવીસ. ૮

[ સર્વગાથા-૧૨૬ ]

## ઢાલ-આઠમી, યત્તિની

રાગ-બંગાલઉ, સોરઠ. સામી નયર વિનીતા રાયા નાભિકુલગર તાયા—એહની.

સાધવી હિવ ચંદનબાલા, ચિહું દિસ દેખઇ અજુયાલા,
તઉ પણિ જાણઇ સાંઝ વેલા, રહતાં હિવ નાવઇ ભેલા. ૧

વીર વાંદી નઇ તિહાંથી ઊઠી, કેવલ લીધઉ નિજ મૂઠી,
શિષ્યણી ચાલી બહુ સાથઇ, પ્રભુની આગન્યા ધરિ માથઇ. ૨

સાધવી ધ્રમસાલા આઈ, પડિક્રમણાની વિધિ ઠાઈ,
પડિક્રમણઉ કરિ નઇ બઈઠી, ધ્રમ ધ્યાન મારગ સઈં પઇઠી. ૩

બીજા લોક બઇઠા દીઠા, વીર દરસણ લાગા મીઠા,
મિરગાવતી દરસણ મોહી, પડી રાતિ ન ઊઠી તોહી. ૪

તિણ અવસર સૂરિજ ચંદા, પ્રણમી પ્રભુ પય અરવિંદા,
પામી મનિ પરમાણંદા, ગયા ગગનિ વિમાન લેઈંદા. ૫

તતખિણ પસર્યા અંધારા,[1] આકાસઇ દીસઇ તારા,
કાંઇ નિરતિ નહી તિસ કેરી, અતિ રાત સબલ અંધેરી. ૬

ભય ભ્રાંત થઈ મન માંહે, ગુરુણી નઇ જોયઇ તાહે,
ગુરુણી નઇ સાધવી કોઈ, દેખઇ નહી સગલઇ જોઈ. ૭

મિરગાવતી મનિ વિલખાણી, આતમ અપરાધી જાણી,
હાહા પરમાદ મઇ કીધઉ, પહિલઉ ઉપયોગ ન લીધઉ. ૮

એકલી હું કેથી થાઊં, ગુરુણી વિણ હું કિમ જાઊં,
ઇરિજા પથિકી કિમ સોધૂં, ગુરુણી નઇ કિમ પ્રતિબોધું. ૯

મિરગાવતી સાધવી રોતી, નીસરિ નિસ મારગ જોતી,
જપતી મુખ અરિહંત દેવા, જાઇ નઇ કરું ગુરુણી સેવા. ૧૦

આપણઉ અપરાધ ખમાવું, ગુરુણી પાય સીસ નમાવું,
ભાવના મન એહવી ભાવી, સાધવી ધ્રમસાલા આવી. ૧૧

આઠમી ઢાલ રાગ બંગાલા, ગુરુણી મિલી ચંદનબાલા,
પણિ હિવ ઓલંભા દેસ્યઇ, સમયસુંદર કહઇ જસ લેસ્યઈ. ૧૨

[ સર્વગાથા–૧૩૮ ]

---

૧. અંધકારા

## દૂહા ૩

ચંદનબાલા તિણ સમઇ, પડિકમણુઉ પરિવાર,
નિજ સંથારઈ વીસમી, ધ્યાન ધરમ સુવિચાર. ૧

મૃગાવતી આવી કરી, નીચઉ સીસ નમાય,
કર જોડી હરષઇ કરી, પ્રણમઇ ગુરુણી પાય. ૨

ચંદનબાલા સાધવી, મૃગાવતી નઇ દેખિ,
ઘઈ ઓલંભા આકરા, ગુરુણી વલી વિશેષિ. ૩

[ સર્વગાથા–૧૪૧ ]

## ઢાલ–નવમી, રાગ–ધન્યાસિરી મિશ્ર

જાની બે સિહર બડા મુલતાણ બિચિ મંદારા સોહંદા મઈડા જાની બે–એહ ચાલ.

ચેલી બે તઇ કીતા અપરાધ, રાતિ આઈ કયું એકલી, મઇડી ચેલી બે.
તું ચંગી થી જાણું હુ ણ કયું થું તું બેકલી. ૧ મઇડી ચેલી બે.

તઇં મંદા કીતા એહુ સમવસરણ બિચિ બહ રહી. મ૦
ચે૦ તઇ કીતા પરમાદ, અસા નાલિ આઈ નહી. મઇ૦ ૨

ચે૦ સાધકા નહી આચાર, તિહિ વાસ્તઇ હું આખદી મ૦
ચે૦ મઇ જાણી ગઈ ચલિલ, નહિ તઉ તઈકું ન રાખદી મ૦ ૩

ચે૦ અઉરણ કી ભી જોય, ગલ્લ નહીં ઉણુ લાઇકી. મ૦
ચે૦ તૂં સતાનીકની નારિ, ધી ભી ચેડા રાયકી. મ૦ ૪

ચે૦ તેરી ચેલણા અઉર ભી ભઇણિ, તે સવ્વુ બહુ ચંગિયાં. મ૦
ચે૦ તે દાઢા પાલઇ સીલ, તું દીસઇ કી વિરંગીયાં. મ૦ ૫

ચે૦ તઈ ભણ્યા સંયમ પંથુ, ભી ભણી દયા જીઉકી. મ૦ ચે૦
ચે૦ તઈ ભણી ચિરકી સોભ, લજ્જ ન ભણી પીઉકી. મઇ૦ ૬

ચે૦ તું આલોચણ હુણુ ઘિણ્હુ, જું તેરા થી વઇ ભલા. મ૦
ચે૦ ચંદસૂરજ કયા કમ્મુ, મઇ સેતી તેરા તલા. મ૦ ૭

ચે૦ મણિણુ અસાડી સિક્ખ, ગુનહ તુસાડા માફ હોઇ, મ૦
ચે૦ મિચ્છાદુક્કડ દેહુ, રાતિ ચલ્યાંકા પાપ હોઇ. મ૦ ૮

ચે૦ નવમી ઢાલ રસાલ, સિંધુ ભાષા સોહદી મ૦
ચે૦ સમયસુંદર કહઈ સચ્ચ, ભણુ અસાડા મોહદી મ૦ ૯

[ સર્વગાથા ૧૫૦ ]

## ઢાલ દસમી—મોહનારી

ઇમ બહુ ઓલંભા દીયા રે, ગુરુણી, નાણી મૃગાવતી રીસ રે,
અવગુણ જાણ્યઉ આપણઉ રે, ગુરુણી, નિરતિ નહી નિસદીસ રે. ૧

સુંનઇ એ અપરાધથી છોડિ રે, હું તો ચરણ નમું કર જોડિ રે.
મુંનઇ લાગી મોટી ખોડિ રે, મોસું અતિતાણી નઇમ ત્રોડિ રે. મે૦ ૨

આંખે આંસૂ નાંખઇ ઘણા રે, ગુરુણી, મૃગાવતી દુખ થાય રે.
ગુરુણી મનાવઇ આપણી રે, ગુરુણી, વીસામણ કરઇ પાય રે. મું૦ ૩

મન માંહે ઇમ ચિંતવઇ રે, ગુરુણી, હું થઇ નિરમરજાદ રે.
સાધુ આચાર મઇ લોપિયઉ રે, ગુરુણી, મઇ સેવ્યઉ પરમાદ રે. મુ૦ ૪

મઇ ગુરણી નઇ દૂહવી રે, ગુરુણી, ધિગધિગ મુઝ આચાર રે,
દૂષણ સગલઉ માહરઉ રે, ગુરુણી, હું કિમ પામિસિ પાર રે. મુ૦ ૫

મારગ મોક્ષ તણઉ કહ્યઉ રે, ગુરુણી, સૂધઉ સંયમ ભાર રે,
ધન ધન સાધ નઇ સાધવી રે, ગુરુણી, પાલઇ નિરતિચાર રે. મુ૦ ૬

મુઝ અતિચાર લાગઉ ઘણઉ રે, ગુરૂણી, મિચ્છા દુક્કડ તેહ રે,
આજ પછી હું નહિ કરું રે, ગુરુણી, ખગસિ ગુનાહ મુઝ એહ રે મુ૦ ૭

આઠ કરમ નઉ ક્ષય કરી રે, ગુરુણી, પહુતા મુગત મઝારિ રે,
અજરામર પદવી લહી રે, ગુરુણી, ધન ધન તે અણગાર રે. મુ૦

ઇમ અપરાધ ખમાવતી રે, ગુરુણી, મૃગાવતી ચડી ધ્યાન રે,
કરમ હણ્યા ઘન ઘાતિયા રે, ગુરુણી, પામ્યઉ કેવલ ગ્યાન રે. મુ૦

લોકાલોક મૃગાવતી રે, ગુરુણી, તતખિણ પરતિખ દીઠ રે,
જિમ મુગતાફલ ઊજલા રે, ગુરુણી, નિજ કરતલ પરતીઠ રે. મુ૦ ૧૦

દસમી ઢાલ પૂરી થઈ રે, ગુરુણી, મૃગાવતી અવદાત રે,
સમયસુંદર કહઇ સાંભલઉ રે, ગુરુણી, હિવ ચંદનાની વાત રે. મુ૦ ૧૧

[ સર્વગાથા–૧૬૧ ]

## દૂહા

કાલઉ સાપ મૃગાવતી, આવતઉ દીઠઉ તેથિ,
ગુરુણી હાથ ઊંચઉ ધર્યઉ, ધરતી થકી અનેથિ. ૧

સૂતી જાગી ચંદના, કહિવા લાગી એમ,
હે વચ્છે, પગ ચાંપતી, અજી સીમ તું કેમ ૨

હા હા વાર ઘણી થઈ, મઇં નવિ કીધી ઇચ્છ,
સુદાખીણ તું શિષ્યણી, વલિ પૂછું કહિ વચ્છ. ૩

કિમ તઇં હાથ ઊંચઉ કિયઉ, કહઇ ચેલી સુવચન્ન,
અહિ દીઠઉ મઇં આવતઉ, ગુરુણી તુમ્હે આસન્ન. ૪

તે કિહાં પૂછઇ ચંદના, એ તુમ્હે આગઇ જાઇ,
હું દેખૂં નહિં સાધવી, તુમ્હ દરસણ કિમ થાઇ. ૫

તૂં દેખઇ આંખે કરી, અથવા ન્યાન વિશેષિ,
હું દેખૂં ન્યાનઇ કરી, અપ્રતિપાતિ અસેષિ. ૬

[ સર્વગાથા–૧૬૭ ]

## ઢાલ–ઇગ્યારમી રાગ–રામગિરી

૧ જિનજી તુમ દરસણ મુઝ નઈ વાલહું રે, ૨ નિંદા મ કરિજ્યો કોઈ પારકીરે, એહની ઢાલ અથવા ૩ સાધુ નઈ વિહરાવ્યું કડુયું તૂંબડું રે,

ચંદન બાલા સાધવી રે, અચરિજ પામ્યઉ એમ રે,
ધન્ય અહો મિરગાવતી રે, કેવલ પામ્યઉ કેમ રે. ૧

આપઉ નિંદઇ રે આરિજ ચંદના રે, મન માહે કરઈ પછતાપ રે,
હા હા ઓલંભા દીધા મઇ ઘણા રે,મુઝ નઇ લાગઉ મોટઉ પાપ રે. ૨

ગાઢી નિભ્રંછી હા-મઈં એહનઇ રે, પણિ કીધી નહિં રીસ રે,
એહ મહંત મોટી સાધવી રે. સબલ ક્ષમા સુજગીસ રે. આ૦ ૩

ગૃહસ્થ પણઇ સુખ ભોગવ્યા રે, સતીયાં માંહિ સનૂર રે,
કેવલ પણિ વહિલઉ લહ્યઉ રે, ઐ ઐ પુણ્ય પડૂર રે. આ૦ ૪

હું પિણ ધન્ય જે માહરઇ રે, ગુરુશ્રી વીર વર્દ્ધમાન રે,
ઉત્તમ એહવી શિષ્યણી રે, મૃગાવતીય સમાનિ રે. આ૦ ૫

ઇણ પરિ આપઉ નિંદતી રે, ગુણ ગ્રહતી ભગવંત રે,
ચંદનબાલા પામિયઉ રે, કેવલ જ્ઞાન અનંત રે. આ૦ ૬

ગુરુ થકી પદવી પામિયઈ રે, એહ અનુક્રમ હોઇ રે,
ચેલીથી પદ પામિયઉ રે, ચંદના કેવલ જોઇ રે. આ૦ ૭

તિણ સમઇ શ્રી મહાવીરજી રે, તિહાં થકી કીધઉ વિહાર રે,
ચંદના પણિ સાથઇ ચલી રે, મૃગાવતી પરિવાર રે આ૦ ૮

ચંદનાનઈ મૃગાવતી રે, અનુક્રમિ કરી વિહાર રે,
ચ્યાર કરમનઉ ક્ષય કરી રે, પહુંતિ મુગતિ મઝાર રે. આ૦ ૯

દસમી ઢાલ પૂરી થઇ રે, મૃગાવતી નિરવાણ રે,
સમયસુંદર કહઇ મોક્ષનઉ રે, સીલ ઊપર બંધાણ રે. આ૦ ૧૦

[ સર્વગાથા–૧૭૭ ]

## દૂહા

ઉદયન રાજા આવિયઉ, નગર કોસંબી માંહિ,
રાજા રાજ પ્રજા સુખી, વસઇ સહુ છત્ર છાંહિ. ૧
ન્યાય ધર્મ પ્રતિપાલતઉ, જીપઇ અરિ ષડ્ વર્ગ
શ્રાવક ધમ્મ સમાચરઇ, સૂધઉ જિણુથી સર્વ. ૨
ઉદયન રાય કરાવિયઉ, કંચન મણિ પ્રાસાદ,
પ્રતિમા જીવિત સામિની, પૂજઇ વિણુ પરમાદ. ૩
ઉદયન શ્રાવક અતિ ભલઉ ધરમ તણુઇ અધિકાર,
નગર કોસંબી દેસ મઇં, જિણુ વરતાવિ અમારિ. ૪
દીન હીન જન ઊધર્યઉ, વ્યસન નિવાર્યાં સાત,
ઉદયન શ્રાવક એહવઉ, જિન શાસન વિખ્યાત. ૫

[ સર્વગાથા-૧૮૨ ]

## ઢાલ-બારમી, રાગ-ધન્યાસિરી

સાંતિ જિણુ ભામણુઇ જાઉં, સમરિસ સમરિસ-એહની ઢાલ

મૃગાવતી રાણી ગુણુ ગાયા, લાભ અનંતા પાયા એ. મૃ૦ ૧
મૃગાવતી સીલ સુરંગા, તસુ ચારિતભી અતિ અંગા એ. મૃ૦ ૨
સતીયાં માંહિ મૃગાવતી રાણી, વીર જિણુંદ વખાણી એ. મૃ૦ ૩
પાપ જાયઇ ઇણુકઇ નામ લીધઇ, જિમ વિષ અમૃત પીધઇ એ મૃ૦ ૪
સિહર બડા મુલતાણુ વિસેષા, કાન સુણ્યા અબ દેખ્યા એ મૃ૦ ૫
સુમતનાથ શ્રીપાસ જિણુંદા, મૂલનાયક સુખકંદા એ. મૃ૦ ૬
ખરતર ગચ્છ[1] ભલા મુલતાણી નગર મુખ્ય દીવાણી એ. મૃ૦ ૭
સિંધૂ શ્રાવક સદા સોભાગી, ગુરુ ગચ્છકા બહુ રાગી એ. મૃ૦ ૮

---

૧. સંઘ

જાણુ શ્રાવક તે જેસલમેરા, મરમ લહઇ ધ્રમ કેરા એ. મૃ૦ ૯
કરમચંદ રીહડ જાણીતા, સાહે સદા વદીતા એ. મૃ૦ ૧૦
તસુ આગ્રહ કરિ એ ગ્રંથ કીધા, નામ મોહણવેલ દીધા એ. મૃ૦ ૧૧
મોહનવેલિ ચતુર મન મોહઇ, રાજસભા માંહિ સોહઇ એ. મૃ૦ ૧૨
સંધિ પૂરબ મરુધર ગુજરાતી, ઢાલ નવી નવી ભાંતિ એ. મૃ૦ ૧૩
ચતુર વિચક્ષણ જઉ તુમ્હે હોઈ, ઢાલ મ ભાંજિસ્યઉ કોઈ એ. મૃ૦ ૧૪
ભાગી ચૂડ મઇ નહીં ચસકારા, ત્રૂટી લડિ જિમ હારા એ. મૃ૦ ૧૫
ભાગઇ મન ન સુહઇ વઇરાગી, તિમ ન સુહઇ ઢાલ ભાગી એ. મૃ૦ ૧૬
કનક સુંદ્રડી નંગ વિહૂણી, રસવતી જેમ અલૂણી એ, મૃ૦ ૧૭
કંત વિના જિમ નારિ વિરંગી, રાગ વિના ઢાલ ન ચંગી એ. મૃ૦ ૧૮
મીઠી ઢાલ રાગ સું ભેલી, જિમ મિશ્રી દૂધ ભેલી એ. મૃ૦ ૧૯
તે ભણી ઢાલ રાગ સું કહિજ્યો, ચતુર તુમ્હે જસ લહિજ્યો એ મૃ૦ ૨૦
બારમી ઢાલ ખંડ ત્રીજાની, સમયસુંદર મન માની એ. મૃ૦ ૨૧
શ્રી ખરતર ગચ્છ કમલ દિણિંદા, યુગ પ્રધાન જિણચંદા એ. મૃ૦ ૨૨
શ્રી જિનસિંહ સૂરિ સોભાગી, પુણ્ય દસા જસુ જાગી એ. મૃ૦ ૨૩
પ્રથમ શિષ્ય શ્રીપૂજ્યાં કેરા, સકલચંદ્ર ગુરૂ મેરા એ. મૃ૦ ૨૪
તસુ પ્રસાદે થયા ગ્રંથ પૂરા, પ્રગટ્યા સુજસ પડૂરા એ. મૃ૦ ૨૫
સોલઇસઇ અઠસટા વરષ, હુઈ ચઉપઈ ઘણે હરષે એ. મૃ૦ ૨૬
મૃગાવતી ચરિત્ર કહ્યા ત્રિહું ખંડે, ઘણે આણંદ ઘમંડે એ મૃ૦ ૨૭
મોહનવેલિ ચઉપઈ સુણતાં, ભણતાં નઇ વલિ ગુણતાં એ. મૃ૦ ૨૮
સમયસુંદર ઘઇ સંઘ આસીસા, રિદ્ધિવૃદ્ધિ સુજગીસા એ. મૃ૦ ૨૯

[ સર્વગાથા-૨૧૧ ]

ઇતિશ્રી મૃગાવતી ચરિત્રે મૂલત્રાણ વાસ્તવ્ય રીહડ સા૦ કર્મ-ચંદ્ર અભ્યર્થનયા કૃત ચંડપ્રદ્યોતન નવવપ્રકારાપણ ૧ શ્રીવીરાગમન ૨ મૃગાવતીદીક્ષા ૩ ઉદયનશ્રાવકવ્રતગ્રહણ ૪ મૃગાવતી-ચંદના કેવલોત્પત્તિ ૫ તન્નિર્વાણ ૬ વર્ણનોનામ તૃતીય ખંડ-સમ્પૂર્ણ. ઢાલ ૧૨ ગાથા ૨૧૧.

પ્રથમ ખંડે ઢાલ ૧૩ ગાથા ૨૬૮, દ્વિતીય ખંડેપિ ઢાલ ૧૩ ગાથા ૨૬૬, તૃતીય ખંડે ઢાલ ૧૨ ગાથા ૨૧૧, સર્વઢાલ ૩૮ સર્વગાથા ૭૪૫, ગ્રંથાગ્રં. ૧૦૦૦[1] શુભં ભવતુ, સાધ્વી રતના પઠનાર્થં ।

૧. ૧,૧૦૦

# ટિપ્પણ

## પ્રથમ ખંડ

**દૂહા ( પૃ. ૩. )**–રાસના પ્રકારની કૃતિઓમાં સામાન્ય રીતે રાસકવિ કૃતિની શરૂઆત દૂહાની કડીઓથી કરે છે. રાસના મંગલાચરણમાં કવિ સરસ્વતી દેવીને, ગુરુને અથવા ઇષ્ટદેવને કે તીર્થંકરને પ્રણામ કરે છે. આ રાસમાં, દૂહાની આ કડીઓમાં કૃતિના કર્તા કવિવર સમયસુંદર સરસ્વતી દેવીને તથા સદ્‌ગુરુને પ્રણામ કરીને પ્રાર્થના કરે છે કે જેવી રીતે પોતાની અન્ય કૃતિઓ — 'શાંબ પ્રદ્યુમ્ન ચોપાઈ' અને 'ચાર પ્રત્યેકબુદ્ધ ચોપાઈ' — ને સરસ્વતી દેવીએ અને સદ્‌ગુરુએ પોતાના સાંનિધ્ય વડે પરિપૂર્ણ કરાવી હતી તેવી રીતે શીલના માહાત્મ્યવાળી આ કૃતિ– 'મૃગાવતીચરિત્ર ચૌપઈ'–ની રચના પણ તેઓ પોતાના સાંનિધ્ય વડે પૂર્ણ કરાવે.

આ કૃતિ શીલના માહાત્મ્યવાળી હોવાથી કવિ અહીં શીલનો મહિમા સમજાવે છે. કવિ કહે છે કે દાન, શીલ, તપ અને ભાવ એ ચતુર્વિધ ધર્મમાં શીલ મુખ્ય છે. કોટિ સુવર્ણમહોરનું દાન આપવું અથવા સુવર્ણમય જિનપ્રાસાદની રચના કરાવવી તેના કરતાં પણ શીલનો મહિમા વધારે છે. ચોર્યાસી હજાર સાધુઓને પ્રતિલાભ પમાડચાના ફળ જેટલું ફળ શુક્લપક્ષ અને કૃષ્ણપક્ષમાં બ્રહ્મચર્યનું પાલન કરવાવાળાં, સંયમના વ્રતનિયમવાળાં દંપતીને જમાડવામાં છે. એટલા માટે જ પ્રભાતે ઊઠીને બ્રાહ્મી, ચંદનબાલા, મૃગાવતી વગેરે સોળ સતીઓનાં નામ લેવાનો મહિમા ચાલ્યો આવે છે.

આથી જ, સતી મૃગાવતીનું ચરિત્ર ધ્યાનપૂર્વક સાંભળવાથી તે પુણ્યોપાર્જનનું કારણ બને છે એમ કવિ કહે છે.

સમરું–સ્મરું; સરસતી–સરસ્વતી દેવી; સામિણી–સ્વામિની; પસાય–પ્રસાદ, કૃપા; પણિ–પણ; સાનિધિ–સાંનિધ્ય; દ્યઉ–દ્યો, આપો; અમિય–અમૃત; સંબ પ્રજૂન–શાંબ પ્રદ્યુમ્ન, એ નામની કવિની રાસકૃતિ; પ્રત્યેક બુદ્ધ–'ચાર પ્રત્યેકબુદ્ધ ચોપાઈ' નામની કવિની રાસકૃતિ; પરમાણે–પ્રમાણે; તિમ–તેમ; ચાડિયા–સહાય કરી છે; ધરમ–ધર્મ; સીલ–શીલ, શિયળ; સરીખઉ–સરખું; વ્રધમાન–વર્ધમાન, ભગવાન મહાવીર; જિન ગેહ–જિનગૃહ, જિનપ્રાસાદ, જિનમંદિર; સહસ

ચઉરાસી–ચોર્યાસી હજાર; સાધનઈ–સાધુઓને; સુકિલ–શુકલ પક્ષ; કસિણ–કૃષ્ણ પક્ષ; પખિ–પક્ષમાં, પખવાડિયામાં; સુધ સીલ–શુદ્ધ ચારિત્ર; પાલઈ–પાળે છે; લીલ–આનંદ,સુખ; ઈહ ભવિં–આ ભવમાં; પ્રહ ઊઠી–પ્રભાતે ઊઠીને; બ્રાહ્મી –પ્રથમ તીર્થંકર ભગવાન ઋષભદેવનાં પુત્રી; ચંદનબાલિકા–ભગવાન મહાવીર સ્વામીનાં પ્રથમ શિષ્યા; ભગતિં–ભક્તિથી.

**ઢાલ પહેલી** (પૃ. ૪) – આ ઢાલમાં કવિ રાસના કથાવસ્તુનો પ્રારંભ કરે છે. જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં જે સાડાપચીસ આર્ય દેશો આવેલા છે તેમાં વત્સ નામનો દેશ છે. એ દેશનું પાટનગર તે કૌશાંબીનગરી. કવિ આ નગરીની સમૃદ્ધિનું શબ્દચિત્ર આલેખે છે. વત્સ દેશમાં શતાનીક નામનો રાજા રાજ્ય કરતો હતો. અનેક શત્રુઓને પરાજિત કરનાર એ શૂરવીર, ન્યાયપ્રિય રાજાની પટરાણીનું નામ હતું મૃગાવતી. મૃગાવતી વૈશાલીપતિ ચેટક રાજાની પુત્રી હતી.

જંબુદીવ–જંબુદ્વીપ; લખ–લાખ; જોયણ–જોજન, યોજન; માન–માપ; પરધાન–પ્રધાન, મુખ્ય; સાઢા પચવીસ–સાડા પચ્ચીસ; આરિજ–આર્ય; ગૌરી–પાર્વતી; ઈસર–ઈશ્વર, શંકર; ધનદ–કુબેર; સાલિ ખેત્ર–ડાંગરનાં ખેતરો; પંથા જન–પથિકો, રસ્તે જતા માણસો; દેસઈ–દેશમાં; જસુ–જેની; મથી–મંથન કરીને; રિધિ–ઋદ્ધિ; પડિલાભ્યા–પ્રતિલાભ્યા; સેસ–શિષ; કુસુમની સ્રજા–ફૂલની માળા; જિમ ગુરુ સેસ કુસમની સ્રજા–જેમ ગુરુના મસ્તકમાં ફૂલની માળા; અચરિજ–આશ્ચર્ય; ધઉલઉ–ધવલ, શ્વેત; જસ–યશ; કંઠિ આણીનઈ–કંઠમાં આણીને, ખુલ્લા કંઠથી.

**ઢાલ બીજી** (પૃ. ૫) – આ ઢાલમાં કવિએ કથાનાયિકા મૃગાવતીના દેહલાવણ્યનું વર્ણન કર્યું છે. મૃગાવતીનાં ચોટલો, સેંથો, નયન, નાસિકા, અધર, વદન, કંઠ, હાથ, હૃદય, કટિ, ચરણ ઇત્યાદિનું કવિએ ઉપમાદિ અલંકારો વડે કરેલું વર્ણન મનોહર છે.

ઘરણી-ગૃહિણી; નિધાન–ભંડાર; ચેડા–ચેટક, વૈશાલીના રાજાનું નામ; સ્યામ–શ્યામ; વેણીદંડ–ચોટલો; તિમર–તિમિર, અંધકાર; મિથ્યાત–મિથ્યાત્વ; અહિ–સાપ; સમથઉ–સેંથો; વિચિ–વચમાં; ઈસર–ઈશ્વર; ત્રીખી–તિરછી; સ્નેહ –તેલ; કઉ–કો, નો; કાછબા–સાંકળાં જેવું ઘરેણું.

બિહું ગમા…પ્રભાત – મૃગાવતીએ પોતાના વાળને બંને બાજુ એવી રીતે ગૂંથ્યા હતા કે મિથ્યાત્વ રૂપી અંધકારને જાણે બાંધી લીધો હોય! જૈન ધર્મ પ્રમાણે મિથ્યાત્વ જતાં સમ્યક્ત્વ પ્રગટે છે. મૃગાવતીએ સેંથામાં વચ્ચે સિંદૂર પૂર્યું છે તે જાણે ધર્મરૂપી પ્રભાત ઊગ્યું હોય તેવું જણાય છે. કવિએ અહીં ધર્મનાં પારિભાષિક તત્ત્વોનો વિનિયોગ કરીને સુંદર ઉત્પ્રેક્ષા કરી છે.

નયન......કૂપ રે–મૃગાવતીનાં નયનો માટે કવિએ સુંદર કલ્પના કરી છે. મૃગાવતીનાં નયનો અણિયાળાં હતાં, પરંતુ તે સૌંદર્યની દૃષ્ટિએ શક્ય હોય તેટલાં અણિયાળાં હતાં. કવિ કહે છે કે મૃગાવતીનાં નયનરૂપી કમલની પાંખડી હઠથી વધતાં અટકી હતી, કારણ કે આગળ વધે તો ત્યાં શ્રવણરૂપી કૂપ હતા. કાનના કૂવા દેખીને ભયથી નયનપાંખડી વધતી અટકી હતી.

નિરમલ......લગાર – મૃગાવતીની નાસિકાનું અહીં વર્ણન છે. નાસિકાની તીરછી આકૃતિ તે દીવાની જ્યોત જેવી હતી. પરંતુ દીપક અને નાસિકા વચ્ચે ફરક હતો. દીપકમાં તેલ બળતું હોય છે અને કાલિમા નીકળતી હોય છે. નાસિકારૂપી દીપકમાં નથી તેલ બળતું કે નથી કાલિમા જણાતી. સુંદર વ્યતિરેક અલંકાર !

કંઠ...અનંત–મૃગાવતીનો કંઠ કોકિલના કંઠ કરતાં તો ઘણો ચડિયાતો હતો. વળી કોકિલનો કંઠ તો માત્ર વસંત ઋતુમાં જ ખીલે છે, જ્યારે મૃગાવતીનો કંઠ તો બારે માસ સુમધુર હોય છે. વળી, કંઠ ઉપરાંત રૂપની બાબતમાં તો કોકિલ અને મૃગાવતી વચ્ચેનો ફરક અનંત છે.

**દૂહા (પૃ. ૬)** – દૂહાની આ બે કડીમાં કવિએ રાજાના મંત્રી જુગંધરનો ઉલ્લેખ કર્યો છે.

નિધાન–ભંડાર; સુંપિ–સોંપીને; ચુંપિ–શાંતિ, નિશ્ચિંતતા.

**ઢાલ ત્રીજી (પૃ. ૭)** – આ ઢાલમાં કવિએ રાણી મૃગાવતીના દોહદનું વર્ણન કર્યું છે. રાજા સાથે રાણી મૃગાવતી સુખમાં સમય નિર્ગમન કરતી હતી. કેટલાક સમય પછી રાણી ગર્ભવતી થઈ અને ગર્ભના પ્રભાવે રાણીને વિચિત્ર પ્રકારનો એવો એક દોહદ ઉત્પન્ન થયો કે રુધિરથી ભરેલી વાવડીમાં પોતે સ્નાન કરે. એવા દોહદને કારણે રાણી ફિક્કી પડતી જતી હતી. તેથી રાજાએ તેનું કારણ પૂછ્યું. રાણીએ દોહદની વાત કરી એટલે રાજાએ પ્રધાન સાથે, રાણીનો આવો દોહદ કેવી રીતે સંતોષી શકાય તેની વિચારણા કરી.

અંતેઉર–અંતઃપુર; સિલોક–શ્લોક; હીયાલી–ઉખાણાં; સઉકી–સપત્ની, શોક્ય; સીપ–છીપ; ડોહલઉ–દોહદ; તાસ–તેનો; સોહિલઉ–સહેલો; દુક્કર–દુષ્કર, કઠિન; હુસ્યઈ–હશે; દઉડી–દોડી.

**ઢાલ ચોથી (પૃ. ૯)** – મૃગાવતી રાણી વાવડીમાં સ્નાન કરવા જાય છે તે ઘટનાનું નિરૂપણ આ ઢાલમાં કરવામાં આવ્યું છે. રાણીનો દોહદ પરિપૂર્ણ કરવા માટે જુગંધર મંત્રી ઉદ્યાનમાં વાવડીની રચના કરાવે છે અને એમાં ભરેલા પાણીમાં કસુંબનો રંગ મેળવે છે કે જેથી તે લોહીથી ભરેલો કુંડ હોય તેવો

આભાસ થાય. મૃગાવતી શણગાર સજી, દાસીઓ સાથે ત્યાં જાય છે. સાથે રાજા તથા સેના પણ જાય છે. રાણી જ્યારે સ્નાન કરે છે ત્યારે સેના આસપાસ તેનું રક્ષણ કરી રહી હોય છે.

મુંહતા–મહેતા; વાગમઇં–બાગમાં; મેલવઉ–મેલવો, મેળવવો; આભ્રણ–ઘરેણાં; સધવ–સૌભાગ્યવતી સ્ત્રી; રિક્ષા–રક્ષા; તતપર–તત્પર; લેખણિ–લેખિની, કલમ; મસિ–શાહી.

દૂહા ( પૃ. ૧૦ ) – દૂહાની આ કડીઓમાં કથાવસ્તુની એક મહત્ત્વની ઘટનાનું નિરૂપણ થયું છે. એ ઘટના તે રાણી મૃગાવતી જ્યારે વાવડીમાંથી બહાર નીકળે છે ત્યારે તેના રક્તવર્ણના દેહને કારણે એક મોટું માંસાહારી પક્ષી–ભારંડ પક્ષી આકાશમાંથી નીચે ઊતરી રાણીને માંસનો મોટો પિંડ સમજીને, એને ઝડપથી ઊંચકીને ઊડી જાય છે. એ જોઈ રાજા બૂમાબૂમ કરી મૂકે છે. રાજાના સામંતો એકઠા થઈ જાય છે અને તેઓ પક્ષીની પાછળ સેનાને દોડાવે છે.

નીચઉ–નીચે; પૂરબ–પૂર્વ; આમિષ પંખી–માંસાહારી પક્ષી; દ્રઉડઉ–દોડો; સર–બાણ; બુંબ–બૂમ.

**ઢાલ પાંચમી** ( પૃ. ૧૧ ) – આ ઢાલમાં મૃગાવતીની વેદના અને એના વિલાપનું વર્ણન કરવામાં આવ્યું છે. પોતાના કુટુંબથી પોતે કેવી વિખૂટી પડી ગઈ અને સગર્ભાવસ્થામાં પોતે કેવાં સંકટોમાં આવી પડી તેનો તે વિચાર કરે છે. આ બધા અનર્થનું કારણ પોતાનો દોહદ જ છે એમ સમજાતાં પોતે તે માટે પશ્ચાત્તાપ અનુભવે છે. આ બધી ઘટના બની ગઈ તે પોતાના પાપના ઉદયને કારણે જ એમ વિચારી પૂર્વે પોતાનાથી જાણતાંઅજાણતાં કેવાં કેવાં પાપ થયાં હશે તે ચિંતવે છે.

સીહમુખઈ–સિંહના મુખમાં; મિરગલી–મૃગલી; ચિડકલી–ચકલી; મંજાર–બિલાડી; મોરડી–મારી; સુસા–બહેન; પરવસા–પરવશ; અનરથ–અનર્થ; આસ્યા–આશા; સબલ–મોટો.

**ઢાલ છઠ્ઠી** ( પૃ. ૧૨ ) – પાંચમી ઢાલમાં મૃગાવતીના વિલાપનું આલેખન કર્યા પછી કવિ આ ઢાલમાં રાજા શતાનીકના વિલાપનું નિરૂપણ કરે છે. અહીં શતાનીકને આશ્વાસન આપનાર એનો મંત્રી જુગંધર છે. રાણીની તરત શોધ કરવાનું વચન આપી, ભૂતકાળમાં પણ સીતા વગેરે સતીઓનાં અપહરણ થયાંનાં ઉદાહરણો આપી, મંત્રી જુગંધર રાજાને સાંત્વન આપે છે. એમ કરતાં ચૌદ વર્ષ પસાર થઈ જાય છે. તેમ છતાં મૃગાવતીની ક્યાંયથી ભાળ લાગતી નથી.

સિગલઉ–સઘળું; સરૂપો–સ્વરૂપ; નાવઇ–ન આવે; અદ્યાપો–હજુ સુધી;
સીતલ–શીતલ; નઇ–ને, અને; જસુ–જેના; નિરતિ–તપાસ; ભાજો–ભાંગી;
કઉણુ–કોણ; તણુઉ–તણો, નો.

**ઢાલ સાતમી ( પૃ. ૧૪ )** – આ ઢાલમાં કથાવસ્તુનો વિકાસ એક નવી
ઘટનાથી થાય છે. ભીમ નામનો કોઈ એક ભીલ એક કંકણ લઈને વેચવા
આવે છે. આ કંકણ તે મૃગાવતી રાણીનું છે એવી પરખ થતાં મહાજન તે
ભીલને રાજા પાસે લઈ આવે છે. એ ભીલ પાસેથી રાજાને જાણવા મળે છે કે
એની પાસે એ કંકણ કેવી રીતે આવ્યું. ભીલ કહે છે, “હું ભીમ નામનો
ભીલ છું. એક વખત જંગલમાં ચંદનનું વૃક્ષ કાપતાં મેં એક મણિધર સર્પ
જોયો. એનો મણિ મેળવવા માટે એ સર્પને હું મારવા જતો હતો ત્યાં કોઈ
એક બાળકે હાથ ઊંચો કરી મને અટકાવ્યો અને હિંસાથી થતા પાપના ફળ
વિશે અને જીવદયાના ફળ વિશે મને સમજાવ્યું. મણિ મેળવવાની મારી ઇચ્છા
જાણી એણે પોતાની માતા પાસેથી કંકણ લાવીને મને આપ્યું, જે મેં
ભીલડીને પહેરાવ્યું. ત્યાર પછી એક વખતે ભીલડીએ મને કહ્યું કે કૌશાંબી જઈ
કંકણ વેચીને મને કાનનાં કુંડલ આણી આપો. એટલે એ કંકણ લઈ હું
બજારમાં વેચવા આવ્યો. ત્યાં લોકોએ આ કંકણને ઓળખી કાઢ્યું અને
મહાજન મને અહીં આપની પાસે લઈ આવ્યું.”

આગઇ–આગળ; વેચતઉ–વેચતો; લાધઉ–લાધ્યું; કુંજર–હાથી;
ઊંચઉ–ઊંચો; ખિણુ–ક્ષણ; મુઈ–મૃત્યુ પામી; વાઉં–વગાડું; અહી–સાપ;
આગ્રેરઉ–આગ્રે; હરખિત–હર્ષિત; બિરતાંત–વૃત્તાન્ત; હાટઇ–બજારમાં.

**દૂહા ( પૃ. ૧૬ )** – ભીલ પાસેથી વૃત્તાન્ત સાંભળીને રાજાને આનંદ
થયો. રાજા એમ ચિંતવવા લાગ્યો કે પાંચ વરસ પહેલાંની આ ઘટના ભીલે
કહી એટલે કે પાંચ વરસ પહેલાં મૃગાવતી બાળક સાથે વનમાં હતી. મૃગાવતીને
ભારંડ પક્ષી ઉપાડી ગયાને ચૌદ વર્ષ થઈ ગયાં. એટલે એ કુમાર પણ
એટલો મોટો હવે થયો હશે ! આમ ચિંતવતાં રાજાને મૃગાવતી રાણી તથા
કુમારને મળવાની તીવ્ર ઉત્કંઠા થઈ ! એણે દ્રવ્ય વગેરે આપી ભીલને સંતોષ્યો
પછી વનમાં તે રસ્તો બતાવવા માટે એણે ભીલને વિનંતી કરી.

વિરતાંત–વૃત્તાન્ત; ખેમ–ક્ષેમ; હુંસ–હોંશ; ઉચ્છક–ઉત્સુક; મિલણુ–મળવાને
માટે; ઉપગાર–ઉપકાર.

**ઢાલ આઠમી ( પૃ. ૧૭ )** – શતાનીક રાજા મૃગાવતીની શોધમાં નીકળે છે
એ પ્રસંગનું વર્ણન કવિ આ ઢાલમાં કરે છે. સેના સાથે નીકળેલા રાજાને
નીકળતી વખતે કેવા કેવા શુભ શુકન થાય છે તેનું વિગતે વર્ણન કવિએ અહીં

ખિણુ – ક્ષણ; આસ – આશા; ભાંજિસ્યઈ – ભાંગશે; મઈણરેહા — મદનરેખા; નિસિ — રાત્રે; ભારજ્યા — ભાર્યા; છઈ — છે; તાસ — તેનું; સઉકિ — શોક્ય; તાડના — માર; કાઉસગ્ગ — કાયોત્સર્ગ, ધ્યાન.

**દૂહા** ( પૃ. ૨૪ ) – મૃગાવતી રાણીએ શુભ ગ્રહ અને શુભ નક્ષત્રના યોગસમયે પુત્રને જન્મ આપ્યો. એ ઘટનાનો નિર્દેશ કવિએ દૂહાની આ કડીઓમાં કર્યો છે.

**ઢાલ અગિયારમી** ( પૃ. ૨૫ ) — મૃગાવતીને પુત્રજન્મ, પુત્રનું નામકરણ, પુત્રનો ઉછેર, પુત્રનાં લક્ષણો, પુત્રને જોઈ રાજાને થયેલો આનંદ, પુત્રની કોઈ તાપસે કરેલી મજાક, પિતાને મળવા માટે પુત્રનો નિર્ધાર, રાજા તથા મૃગાવતીનું મિલન ઇત્યાદિ પ્રસંગો આ ઢાલમાં વર્ણવવામાં આવ્યા છે.

વનસિરિ — વનશ્રી; સુથિર — સુસ્થિર; વાંસુલિ — વાંસળી; ચિહુંદિસિ — ચારે દિશામાં; દ્રઉડે — દોડે; ખંતિ — હોંશથી; હાસઉ — હાસ્ય, મજાક; આકરઉ–આકરો, ઉગ્ર; વિરતાંત — વૃત્તાંત; આવસ્યઈ — આવશે; બાહ — બાહુ; ઉચ્છક–ઉત્સુક; ઉચ્છાહ–ઉત્સાહ.

**દૂહા** ( પૃ. ૨૭ )–તાપસીઓની વચ્ચે, વલ્કલ પહેરેલી અને હાથમાં ફળવાળી મૃગાવતી રાણી રાજાને જોઈને વિચારમાં પડી ગઈ. મૃગાવતીને જોઈને રાજાએ પણ જાણે ત્રણ ભુવનનું રાજ્ય મળ્યું હોય એટલો આનંદ અનુભવ્યો.

તેહવઈ–તેટલામાં; ડીલઈ–શરીરે; કરિ–હાથમાં; સંક-શંકા; લાધઉ-લાધ્યું, મળ્યું.

**ઢાલ બારમી** – આ ઢાલમાં મૃગાવતી અને રાજા વચ્ચે પરસ્પર પ્રેમપૂર્ણ ઉપાલંભ અને ક્ષમાયાચનાની જે વાત થાય છે તેનું નિરૂપણ કરવામાં આવ્યું છે.

રાજા શતાનીક વિચારે છે, "રાણીના વિયોગે હું જીવતો રહ્યો છું તો હું હવે એને કેવી રીતે મુખ દેખાડું ? મૃગાવતી મારા વિના જીવતી રહી છે તે તો યોગ્ય છે કારણકે તેની પાસે ગર્ભની થાપણ હતી."

આમ વિચારી પોતાના અપરાધની ક્ષમા માટે રાજા સેનાનીને મૃગાવતી પાસે મોકલે છે. પોતાને તથા આપેલી થાપણને ભૂલી જવા માટે મૃગાવતી રાજાને ઉપાલંભ કહેવડાવે છે, પરંતુ આ ઉપાલંભમાં રીસ નથી. રાજા જવાબમાં કહે છે કે "તારા વિના જે દુઃખ મેં સહન કર્યું છે તે તો મારું મન જ જાણે છે."

ત્યાર પછી મૃગાવતી પુત્રને પાસે તેડાવે છે અને પિતાને પ્રણામ કરવા એને કહે છે. રાજા પુત્રને ભેટે છે, ખોળામાં બેસાડે છે અને અપાર આનંદ

અનુભવે છે. ત્યાર પછી રાજા વિશ્વભૂતિનો ઉપકાર માની, તાપસપતિને પ્રણામ કરી એમના આશીર્વાદ મેળવે છે.

જીવતઉ–જીવતો; પૂરઉ—પૂરો; ખમાવઉ—ક્ષમાવો, માફ કરો; સગલઉ—સઘળો; અમોલિક–અમૂલ્ય; આઘઉ–આઘો; સુપસાય–સુપ્રસાદ, સત્કૃપાથી, પડૂર–મોટા; તઉ–તો; જુગતી-યુક્ત; ઓલંભઉ–ઉપાલંભ; ઉતકંઠા–ઉત્કંઠા.

**દૂહા ( પૃ. ૨૯ )** – શતાનીકરાજા મૃગાવતી રાણી, પુત્ર તથા સઘળી સેના સાથે, જંગલો વટાવીને ઝડપથી કૌશાંબી નગરીમાં આવી પહોંચે છે એ ઘટનાનો નિર્દેશ દૂહાની આ ત્રણ કડીમાં કવિએ કર્યો છે.

સ્યું–સાથે; લાંઘી–ઉલ્લંઘી; નિરભિક–નિર્ભય; વેગિ–વેગથી.

**ઢાલ તેરમી ( પૃ. ૨૯ )** – મહારાજા શતાનીક રાણી મૃગાવતી તથા કુમાર ઉદયન સાથે કૌશાંબીનગરી પાછા ફર્યા તે સમયે તેમના સ્વાગતની અભૂતપૂર્વ તૈયારીઓ કરવામાં આવી હતી. સર્વત્ર આનંદ છવાઈ ગયો હતો. આ ધન્ય પ્રસંગે લોકોએ મહોત્સવ ઊજવ્યો.

કેરઉ–નો; વાગા–વાગ્યા; સબદ–શબ્દ; પઈસારઉ-પ્રવેશ; પરસાદ–પ્રસાદ; ગઉખિ–ગોખમાં; તે રમી–તે રમે છે; બઈઠઉ–બેઠો; તખત–તખ્ત, રાજસિંહાસન.

## દ્વિતીય ખંડ

**દૂહા ( પૃ. ૩૧ )** — કવિવર સમયસુંદર પોતાના દાદાગુરુ દાદાસાહેબ શ્રી જિનકુશલસૂરિને આ દ્વિતીય ખંડની રચના શીઘ્ર પૂરી કરવામાં સાંનિધ્ય કરવાની પ્રાર્થના કરે છે. કારણકે કવિવરને શ્રદ્ધા છે કે સદ્‌ગુરુ પ્રત્યક્ષ–પ્રભાવી છે. પોતે જોયેલો એક પ્રસંગ ટાંકતાં સમયસુંદર કહે છે કે મરોટ નગરમાં વર્ષા થતી નહોતી ત્યારે શ્રી જિનકુશલસૂરિએ ઇચ્છા પ્રમાણે વર્ષા કરાવી હતી. એમના જીવનના એવા તો બીજા પણ ઘણા પ્રસંગો છે.

સૂરીસરૂ–સૂરીશ્વર; પૂરઉ–પૂરો; પરતઉ–પરતો, પરચો, ચમત્કારનો પ્રસંગ; પેખિયો–જોયો; અધિકાર–વાત, પ્રસંગ, પ્રકરણ ઇત્યાદિના અર્થમાં વપરાતો જૈન પારિભાષિક શબ્દ

**ઢાલ પહેલી ( પૃ. ૩૧ )** — કૌશાંબીમાં પાછા આવ્યા પછી રાજા શતાનીક ન્યાયપૂર્વક પ્રજાપાલન કરવા લાગ્યા. સીમાડાના રાજાઓ તેને શરણે રહ્યા. વૈરીઓ તત્કાલ નાસી ગયા. મૃગાવતીએ બંદીવાનોને છોડાવ્યા. મૃગાવતી દીનદુઃખીઓનો ઉદ્ધાર કરવા લાગી; દાનપુણ્ય તપ અને સાધુસાધ્વીઓની સેવા તે કરવા લાગી; અરિહંત દેવની આરાધના કરવા લાગી અને ધર્મમય જીવન જીવવા લાગી. રાજા શતાનીક અને મૃગાવતી ઇન્દ્રઇન્દ્રાણીની જેમ સુખ ભોગવવા લાગ્યાં.

કર્યું છે. પ્રાચીન સમયમાં કયા કયા શુકન શુભ ગણાતા હતા તેનો ખ્યાલ વાચકને અહીં મળે છે.

આગઈ–આગળ; દેઈસિ–દઈશ; વાગા–વસ્ત્રો; આભ્રણ–આભરણ; ભલઉ–સારું, સરસ; સઉણ–શુકન; રાંધ્યઉ–રાંધેલું; સંખનઉ–શંખનો; ખર–ગધેડો; બલધીયા–બળદો; સવચ્છી–સવત્સ, વાછરડા સાથે; ડાવા–ડાબા; સ્યાલ–શિયાળ; નઉલ–નકુલ, નોળિયો; રૂંખ–વૃક્ષો; પરમલ–પરિમલ.

**દૂહા** (પૃ. ૧૮)–શતાનીક રાજાને ભીલ એ સ્થળે લઈ આવે છે કે જ્યાં બાળકે એને કંકણ આપ્યું હતું. કવિ વર્ણવે છે કે પ્રકૃતિનાં વિવિધ તત્ત્વો જાણે કે રાજાનું સ્વાગત કરતાં હોય તેવાં લાગતાં હતાં. ભીલ ત્યાંથી પોતાને ઘેર જવા માટે રાજાની રજા માગે છે, એમ બહાનું કાઢીને કે પોતાની ભીલડી વિરહથી વ્યથિત થઈને પોતાની રાહ જોતી હશે. રાજા એને કહે કે છે "પણ હું તો ચૌદ વરસથી વિરહ સહન કરું છું. માટે તું આટલે આવીને હવે થોડા માટે ઉતાવળો થઈ, મને છોડીને ચાલ્યો જાય તે બરાબર નથી." પણ પછી ભીલ સાચું કારણ આપતાં કહે છે કે "ત્યાં તાપસોનો આશ્રમ છે. એટલે મને પાપીને તાપસો જોશે તો મને તરત બાળીને ભસ્મ કરી નાખશે." એમ કહી ભીલ રાજાની આજ્ઞા લઈને જાય છે.

કિંગાર–કિંગારવ, મોરનો ટહૂકો; ધૂજઈ–ધ્રૂજે છે; જોગીસર–યોગેશ્વર; કોઈલ–કોયલ; હસ્યઈ–હશે; સહ્યઉ–સહન કર્યું; આધેરઉ–અડધે; ભસમ–ભસ્મ; આસ્યા–આશા; સબહી–બધાંને; પરિઠિ–રીતે; આયઉ–આવ્યો; શીખ–સીખ.

**ઢાલ નવમી** (પૃ. ૧૯)–રાજા જ્યારે તાપસોના આશ્રમ પાસે આવે છે ત્યારે તે આશ્રમનું વાતાવરણ કેવું હોય છે તેનું અલંકારયુક્ત ચિત્ર કવિ અહીં ખડું કરે છે. અપરિગ્રહી તાપસો ફૂલ, મૂળ ખાઈને અને રેવા નદીના નિર્મળ જળનું પાન કરીને પોતાના જપતપમાં મગ્ન હતા. એમના મસ્તકે જટા અને દેહ પર વલ્કલ હતાં. સેનાને બહાર રાખીને રાજાએ સેનાપતિ સાથે તાપસઆશ્રમમાં પ્રવેશ કર્યો. ત્યાં સિંહ અને મૃગ, નાગ અને નકુલ વચ્ચે વિરોધ નહોતો. તેઓ એકઠાં રહેતાં હતાં. તે સમયે રાજાનું જમણું અંગ ફરકવા લાગ્યું. એણે તે વિશે સેનાપતિને વાત કરી. સેનાપતિએ કહ્યું, "તમારા મનોરથ સફળ થશે." એટલામાં તાપસો દેખાયા. તેઓ કોઈ તેજસ્વી બાળકને મનાવી રહ્યા હતા, કારણ કે બાળક કોઈ કારણથી નારાજ થયો હતો. રાજાએ સેનાપતિને કહ્યું, "આ બાળકને પહેલાં જોયો નથી તોપણ એના પ્રત્યે પ્રેમ પ્રગટ થાય છે. જાણે સાપને અભયદાન આપનાર કુમાર એ જ હોય તેમ લાગે

છે." એમ વિચારી રાજાએ તાપસને ચરણે મસ્તક નમાવી એ બાળક વિશે પછ્યું.

સરીરં–શરીર; ત્રોડઈ–તોડે; ચીભડ–ચીભડાં; અચરિજ–આશ્ચર્ય; દહિણ–દક્ષિણ, જમણું; દિણંદ–સૂર્ય; રીસાણઉ–રીસે ભરાયો; સકુન–શુકન; અમિય–અમૃત; ફેર્યઉ–ફેરવ્યો; સસનેહ–સસ્નેહ; રતન્ન–રત્ન; જિણ્યઉ–જણ્યો, જન્મ આપ્યો.

દૂહા (પૃ. ૨૧) – રાજાના પ્રશ્નના જવાબમાં તાપસે કહ્યું. "હે રાજન! આ આશ્રમના વડા તપાસ શ્રી બ્રહ્મભૂતિ છે. એમના એક શિષ્યનું નામ છે વિશ્વભૂતિ. એક દિવસ વિશ્વભૂતિ ગુરુના આદેશાનુસાર મલયાચલના પ્રદેશમાં ઈંધણ લેવા ગયા ત્યારે ત્યાં તેમણે મૂર્ચ્છાંગત થયેલી એક યુવતીને જોઈ. એની મૂર્ચ્છા દૂર કરવા તાપસે તેના શરીર ઉપર પાણી છાંટયું."

વડઉ–મોટા; અપછર–અપ્સરા; ઉન્નત–ઊંચાં; પયોહરા–પયોધર, સ્તન; પીન – પુષ્ટ.

રૂપવાન...દેહ — યુવતીનું વર્ણન કરતાં તાપસ એને 'ઉન્નત પીન પયોહરા' તરીકે વર્ણવે છે તે કેટલે અંશે યોગ્ય ગણાય? કે પછી નાયિકાઓના વર્ણનમાં એ સમયના કવિઓની વાણીમાં જાણતાંઅજાણતાં પણ આવાં રૂઢ શૈલીનાં વર્ણનો આવી જતાં હશે?

**ઢાલ દસમી** (પૃ. ૨૨) – દૂહામાં નિરૂપાયેલી ઘટના આ ઢાલમાં આગળ વર્ણવવામાં આવી છે.

રાણી ભાનમાં આવતાં રોવા લાગી. એને રડતી જોઈ વનનાં મૃગો પણ રડવા લાગ્યાં. પોતાના પતિને સંભારી, પતિ સાથે જાણે સંભાષણ કરતી હોય તેમ પોતાના સુખના દિવસોને તે યાદ કરવા લાગી અને વર્તમાન વિયોગાવસ્થાની અસહ્યતા અનુભવવા લાગી. તે સમયે તાપસે એને આશ્વાસન આપતાં કહ્યું, "બહેન! મને તમારો ભાઈ સમજો! પાસે આશ્રમ છે ત્યાં મારી સાથે ચાલો. સતીઓને માથે દુઃખ પડે છે. પરંતુ શીલના પ્રભાવથી, ફરીથી સુખસંપત્તિ અને પ્રિયસંયોગ પ્રાપ્ત થશે."

સતીઓને માથે કેવાં કેવાં કષ્ટો પડયાં તે સંભારતી મૃગાવતીએ વિચાર કર્યો કે અનેક સાધ્વી સતીઓને માથે જો આવાં આવાં કષ્ટો પડયાં છે તો તેની આગળ મારી શી મોટી વાત? એ પ્રમાણે વિચારતી તે તાપસ સાથે આશ્રમમાં ગઈ. ત્યાં તાપસપતિએ એને આશિષ આપી. ત્યાર પછી પ્રિયદર્શના વગેરે તાપસીઓના સંગમાં મૃગાવતી પણ તાપસીની જેમ રહેવા લાગી

ખિણ–ક્ષણ; આસ–આશા; ભાંજિસ્યઈ–ભાંગશે; મઈણરેહા — મદન-રેખા; નિસિ — રાત્રે; ભારજ્યા — ભાર્યા; છઈ — છે; તાસ — તેનું; સઉકિ — શોકચ; તાડના — માર; કાઉસગ્ગ — કાયોત્સર્ગ, ધ્યાન.

**દૂહા** ( પૃ. ૨૪ ) – મૃગાવતી રાણીએ શુભ ગ્રહ અને શુભ નક્ષત્રના યોગ-સમયે પુત્રને જન્મ આપ્યો. એ ઘટનાનો નિર્દેશ કવિએ દૂહાની આ કડીઓમાં કર્યો છે.

**ઢાલ અગિયારમી** ( પૃ. ૨૫ ) — મૃગાવતીને પુત્રજન્મ, પુત્રનું નામ-કરણ, પુત્રનો ઉછેર, પુત્રનાં લક્ષણો, પુત્રને જોઈ રાજાને થયેલો આનંદ, પુત્રની કોઈ તાપસે કરેલી મજાક, પિતાને મળવા માટે પુત્રનો નિર્ધાર, રાજા તથા મૃગાવતીનું મિલન ઇત્યાદિ પ્રસંગો આ ઢાલમાં વર્ણવવામાં આવ્યા છે.

વનસિરિ — વનશ્રી; સુથિર — સુસ્થિર; વાંસુલિ — વાંસળી; ચિહુંદિસિ — ચારે દિશામાં; દ્રઉડે — દોડે; ખંતિ — હોંશથી; હાસઉ — હાસ્ય, મજાક; આકરઉ–આકરો, ઉગ્ર; વિરતાંત — વૃત્તાંત; આવસ્યઈ — આવશે; બાહ — બાહુ; ઉચ્છક–ઉત્સુક; ઉચ્છાહ–ઉત્સાહ.

**દૂહા** ( પૃ. ૨૭ )–તાપસીઓની વચ્ચે, વલ્કલ પહેરેલી અને હાથમાં ફળ-વાળી મૃગાવતી રાણી રાજાને જોઈને વિચારમાં પડી ગઈ. મૃગાવતીને જોઈને રાજાએ પણ જાણે ત્રણ ભુવનનું રાજ્ય મળ્યું હોય એટલો આનંદ અનુભવ્યો.

તેહવઈ–તેટલામાં; ડીલઈ–શરીરે; કરિ–હાથમાં; સંક-શંકા; લાધઉ-લાધ્યું, મળ્યું.

**ઢાલ બારમી** – આ ઢાલમાં મૃગાવતી અને રાજા વચ્ચે પરસ્પર પ્રેમ-પૂર્ણ ઉપાલંભ અને ક્ષમાયાચનાની જે વાત થાય છે તેનું નિરૂપણ કરવામાં આવ્યું છે.

રાજા શતાનીક વિચારે છે, "રાણીના વિયોગે હું જીવતો રહ્યો છું તો હું હવે એને કેવી રીતે મુખ દેખાડું ? મૃગાવતી મારા વિના જીવતી રહી છે તે તો યોગ્ય છે કારણકે તેની પાસે ગર્ભની થાપણ હતી."

આમ વિચારી પોતાના અપરાધની ક્ષમા માટે રાજા સેનાનીને મૃગાવતી પાસે મોકલે છે. પોતાને તથા આપેલી થાપણને ભૂલી જવા માટે મૃગાવતી રાજાને ઉપાલંભ કહેવડાવે છે, પરંતુ આ ઉપાલંભમાં રીસ નથી. રાજા જવાબમાં કહે છે કે "તારા વિના જે દુઃખ મેં સહન કર્યું છે તે તો મારું મન જ જાણે છે."

ત્યાર પછી મૃગાવતી પુત્રને પાસે તેડાવે છે અને પિતાને પ્રણામ કરવા એને કહે છે. રાજા પુત્રને ભેટે છે, ખોળામાં બેસાડે છે અને અપાર આનંદ

અનુભવે છે. ત્યાર પછી રાજા વિશ્વભૂતિનો ઉપકાર માની, તાપસપતિને પ્રણામ કરી એમના આશીર્વાદ મેળવે છે.

જીવતઉ-જીવતો; પૂરઉ—પૂરો; ખમાવઉ—ક્ષમાવો, માફ કરો; સગલઉ—સઘળો; અમોલિક-અમૂલ્ય; આઘઉ-આઘો; સુપસાય-સુપ્રસાદ, સત્કૃપાથી, પડૂર-મોટા; તઉ-તો; જુગતી-યુક્ત; ઓલંભઉ-ઉપાલંભ; ઉતકંઠા-ઉત્કંઠા.

**દૂહા (પૃ. ૨૯)** – શતાનીક રાજા મૃગાવતી રાણી, પુત્ર તથા સઘળી સેના સાથે, જંગલો વટાવીને ઝડપથી કૌશાંબી નગરીમાં આવી પહોંચે છે એ ઘટનાનો નિર્દેશ દૂહાની આ ત્રણ કડીમાં કવિએ કર્યો છે.

સ્યું-સાથે; લાંઘી-ઉલ્લંઘી; નિરભિક-નિર્ભય; વેગિ-વેગથી.

**ઢાલ તેરમી (પૃ. ૨૯)** – મહારાજા શતાનીક રાણી મૃગાવતી તથા કુમાર ઉદયન સાથે કૌશાંબીનગરી પાછા ફર્યા તે સમયે તેમના સ્વાગતની અભૂતપૂર્વ તૈયારીઓ કરવામાં આવી હતી. સર્વત્ર આનંદ છવાઈ ગયો હતો. આ ધન્ય પ્રસંગે લોકોએ મહોત્સવ ઊજવ્યો.

કેરઉ–નો; વાગા-વાગ્યા; સબદ-શબ્દ; પઇસારઉ-પ્રવેશ; પરસાદ-પ્રસાદ; ગઉખિ-ગોખમાં; તે રમી-તે રમે છે; બઇઠઉ-બેઠો; તખત-તખ્ત, રાજસિંહાસન.

## દ્વિતીય ખંડ

**દૂહા (પૃ. ૩૧)** — કવિવર સમયસુંદર પોતાના દાદાગુરુ દાદાસાહેબ શ્રી જિનકુશલસૂરિને આ દ્વિતીય ખંડની રચના શીઘ્ર પૂરી કરવામાં સાંનિધ્ય કરવાની પ્રાર્થના કરે છે. કારણકે કવિવરને શ્રદ્ધા છે કે સદ્‌ગુરુ પ્રત્યક્ષ-પ્રભાવી છે. પોતે જોયેલો એક પ્રસંગ ટાંકતાં સમયસુંદર કહે છે કે મરોટ નગરમાં વર્ષા થતી નહોતી ત્યારે શ્રી જિનકુશલસૂરિએ ઇચ્છા પ્રમાણે વર્ષા કરાવી હતી. એમના જીવનના એવા તો બીજા પણ ઘણા પ્રસંગો છે.

સૂરીસરૂ-સૂરીશ્વર; પૂરઉ-પૂરો; પરતઉ-પરતો, પરચો, ચમત્કારનો પ્રસંગ; પેખિયો-જોયો; અધિકાર-વાત, પ્રસંગ, પ્રકરણ ઇત્યાદિના અર્થમાં વપરાતો જૈન પારિભાષિક શબ્દ

**ઢાલ પહેલી (પૃ. ૩૧)** — કૌશાંબીમાં પાછા આવ્યા પછી રાજા શતાનીક ન્યાયપૂર્વક પ્રજાપાલન કરવા લાગ્યા. સીમાડાના રાજાઓ તેને શરણે રહ્યા. વૈરીઓ તત્કાલ નાસી ગયા. મૃગાવતીએ બંદીવાનોને છોડાવ્યા. મૃગાવતી દીનદુઃખીઓનો ઉદ્ધાર કરવા લાગી; દાનપુણ્ય તપ અને સાધુસાધ્વીઓની સેવા તે કરવા લાગી; અરિહંત દેવની આરાધના કરવા લાગી અને ધર્મમય જીવન જીવવા લાગી. રાજા શતાનીક અને મૃગાવતી ઇન્દ્ર-ઇન્દ્રાણીની જેમ સુખ ભોગવવા લાગ્યાં.

સીમાલ ભૂપાલ—સીમાડાના રાજવીઓ; વાતરઉ—વાતનો; લાખીણઉ—લાખેણો; સાચઉ—સાચો; કિરિયા—ક્રિયા; સાહમી—સાધર્મી; અથિર—અસ્થિર; મેલઉ—મેળો, મેળાપ; સોભ-શોભા; જીપઈ-જીતે.

રિદ્ધિ દેખી...તિસઉ – રિદ્ધિ થતાં માણસમાં ઘણી વાર અભિમાન આવી જાય છે. પરંતુ મૃગાવતી પોતાની રિદ્ધિ જોઈને ગર્વ કરતી નહોતી કારણકે તે રિદ્ધિના અસ્થિર, અનિત્ય સ્વભાવને જાણતી હતી. તેવી રીતે કુટુંબ-સંબંધ વગેરે પણ તરુપંખીના મેળા જેવાં છે એમ તે સમજતી હતી.

દૂહા ( પૃ. ૩૨ ) – એક વખત મંત્રીઓ, સેનાપતિ, શ્રેષ્ઠીઓ વગેરેના પરિવાર સાથે રાજા શતાનીક રાજસભામાં બેઠા હતા તે સમયે વીણા વગાડવામાં નિપુણ કોઈ કલાકાર વીણા વગાડવા લાગ્યો. તે વખતે સભામાં ઉપસ્થિત ઉદયનકુમારે કલાકારના વીણાવાદનમાં રહેલી કેટલીક ક્ષતિઓ બતાવી.

ઢાલ બીજી ( પૃ. ૩૨ ) – ત્યાર પછી ઉદયનકુમાર પોતે વીણા વગાડે છે. એના વીણાવાદનનો પ્રભાવ જોઈ રાજા પોતે આશ્ચર્ય અનુભવે છે. કુમારે આ વિદ્યા ક્યાંથી પ્રાપ્ત કરી તે વિશે જાણવા રાજા ઉત્સુક છે.

વાઈ હો–વગાડે છે; ધ્રુનિ–ધ્વનિ; ખલક–પૃથ્વી; માણસ–માનસ સરોવર, ધૂપ–તાપ; આકરઉ–આકરો; છાંહઈ–છાંયડામાં; અચરિજ–આશ્ચર્ય.

રાજસભા......ધૂણુઈ હો – કુમારના વીણાવાદનથી રાજસભા એટલી બધી મુગ્ધ થઈ ગઈ હતી કે તે માથું ધુણાવવા લાગી હતી. માથું ધુણાવતી રાજસભા જાણે કે સમુદ્રમાં ડૂબતી કોઈ નાવ જેમ હાલકડોલક થયા કરે તેમ દેખાતી હતી. કવિએ રાજસભા માટે અહીં સુંદર ઉત્પ્રેક્ષા પ્રયોજી છે.

વલિ લોચન......સોહઈ હો – વીણાના નાદમાં મુગ્ધ બનેલા લોકોનાં મસ્તક અને લોચન ધૂણતાં હતાં. એ દૃશ્ય જાણે કે સરોવરમાં પવનથી કંપતાં કમળો જેવું લાગતું હતું.

નાદઈ ગજ......રમાડઈ હો – વીણાના મધુર અને મોહક નાદથી હાથીઓ પાગ મોલી રહ્યા હતા. તેઓ એટલા મગ્ન બની ગયા હતા કે પોતાની આંખ પાગ ઉઘાડતા નહોતા. જાણે કે યોગેશ્વર યોગધ્યાનમાં પોતાના જીવને રમાડી રહ્યા હોય તેવા તે લાગતા હતા.

ઢાલ ત્રીજી ( પૃ. ૩૪ ) – આ ઢાલમાં ઉદયનકુમાર પોતાને વીણાવાદનકલા કેવી રીતે પ્રાપ્ત થઈ તેનો વૃત્તાન્ત કહે છે.

કુમારે કર જોડીને પિતાને કહ્યું, "ભીલને કંકણ આપીને જે સાપને મેં બચાવ્યો હતો તે સાપ નાગદેવતા થઈ પ્રગટ થયો અને મને કહેવા લાગ્યો :

'તમે મારા પૂર્વજન્મના મિત્ર છો. હું નાગકુમાર દેવતા છું. તમારા દયા-ગુણની પરીક્ષા કરવા હું સાપનું રૂપ ધારણ કરીને આવ્યો હતો. તમારા હૃદયમાં દયાગુણ જોઈને હું પ્રસન્ન થયો છું. એ દયાભાવના પ્રભાવથી તમને સારું રાજ્ય મળશે. હે મિત્ર, મારી સાથે પાતાલનગરીમાં નાગલોકમાં પધારીને મને કૃતાર્થ કરો.'

એ પ્રમાણે દેવતા મને પાતાલનગરી લઈ ગયો. એ નગરી અમરાવતી જેવી રમણીય હતી. ત્યાં અપ્સરાઓ દ્વારા સંગીત, નૃત્ય, નાટક થતાં હતાં. નગરીમાં મારા મિત્રે મને ખૂબ પ્રેમ અને સન્માનથી રાખ્યો. થોડા દિવસ પછી દેવને મેં કહ્યું, 'મારી માતા પાસે મને હવે પહોંચાડો. મારા વિયોગે તે અત્યંત દુઃખી થતી હશે !'

એ દેવતાએ મને વીણાવાદનવિદ્યા આપી અને સાથે સાથે આ દેવનિર્મિત વીણા પણ આપી. પછી મને માતાની પાસે પહોંચાડી દીધો. પુત્રવિયોગ કરાવ્યો એ માટે દેવતાએ માતાની ક્ષમા માગી અને કહ્યું, 'હવેથી પાંચ વર્ષ પછી તમને તમારા પતિનું મિલન થશે. વળી આપ રાજ્યસુખ ભોગવીને છેલ્લે તીર્થંકર ભગવાન મહાવીર પાસે દીક્ષા લેશો અને ગુરુણી ચંદનબાલા પાસેથી ઉપદેશ પામી છેવટે કેવળજ્ઞાન પ્રાપ્ત કરશો.'

એમ કહીને એ નાગદેવતા વિદાય થયો. ત્યાર પછી પાંચ વર્ષે તમારો અમને મેળાપ થયો."

વીણાનો આ વૃત્તાન્ત સાંભળી રાજા પ્રસન્ન થયા.

ઉતપતિ–ઉત્પત્તિ; અહિ–સાપ; પૂરબ–પૂર્વ, પૂર્વજન્મનો; હેજઈ–હેતથી; મતિ–મત, ના; માં હુતી–માતા હતી તે; નિસફલ–નિષ્ફળ; અપછરા–અપ્સરા; સગલી–સઘળી; ભગતિ–ભક્તિ; યુગતિ–યુક્તિ, યુક્તે; દેવનીમી–દેવનિર્મિત; સંઈ હથિ–સ્વહસ્તે; દીખ–દીક્ષા; સીખ–શિક્ષા, ઉપદેશ; ખમાવતી–ક્ષમા માગતી; તોરઉ–તારો; પંહુતઉ–પહોંચ્યો.

વલિ સુણી...કેવલજ્ઞાન એ — રાણી મૃગાવતી ભવિષ્યમાં તીર્થંકર ભગવાન શ્રી મહાવીરના હસ્તે દીક્ષિત થવાનાં છે તથા ચંદનબાળાનાં શિષ્યા થવાનાં છે અને કેવળજ્ઞાન પામવાનાં છે એ ઘટનાની આગાહી અહીં નાગદેવતાને મુખે કવિએ કરાવી છે.

દૂહા ( પૃ. ૩૬ ) – દૂહાની આ કડીઓમાં રાજસભા અને એમાં બેઠેલા શતાનીક રાજાનું વર્ણન કરવામાં આવ્યું છે.

રિણ–રણભૂમિ; અભંગ–નહિ હારેલા; સુધરમા–એક દેવલોકનું નામ; ધનદ–કુબેર.

**ઢાલ ચોથી** (પૃ. ૩૬) – સભામાં બેઠેલા શતાનીક રાજાને અચાનક પોતાની સમૃદ્ધિનો ગર્વ થયો. મૂછ મરડીને તે કહેવા લાગ્યા, "અમરાપુરી જેવી મારી નગરી, વિસ્તૃત રાજ્યસીમા, હાથી, ઘોડા, પાયદળ, રત્નભંડાર વગેરેમાં મારા જેવો કોણ છે?"

એ સમયે એક વિદેશી દૂતે કહ્યું; "મહારાજ! આપનું કથન યથાર્થ છે. પરંતુ ચિત્રો વિના આપનો મહેલ નિસ્તેજ લાગે છે. પુષ્પશેખર રાજાના મહેલમાં જેવાં ચિત્રો જોયાં છે તેવાં ચિત્રો હજુ સુધી કયાંય જોવા મળ્યાં નથી."

એ સાંભળીને રાજાને પોતાની એ પ્રકારની ન્યૂનતા માટે ચટપટી થવા લાગી.

તુરંગમ–ઘોડા; રણઝૂઝારો–યુદ્ધમાં લડવાવાળા; અછઈ–છે; પખઈ–વિના; ખજૂઆ–ખદ્યોત, આગીઆ.

વાય વેગિ...લક્ષો રે – કવિએ આ કડીમાં એક સુંદર કલ્પના કરી છે. રાજાના ઘોડાઓની ગતિ કેટલી? વાયુના વેગથી પણ અધિક છે. એટલે કે ઘોડાઓએ વેગની બાબતમાં વાયુને પણ જીતી લીધો છે. આમ, પોતાની હારને લીધે, લજ્જાને કારણે વાયુ અલક્ષ બની ગયો છે એટલે તે કોઈને દેખાતો નથી.

વસ્તુ...પામઈ રે – વિદેશી દૂત ઉતાવળો નથી. પ્રથમ તે રાજાની સમૃદ્ધિની પ્રશંસા કરે છે. તે કહે છે કે તમારી પાસે જે સમૃદ્ધિ છે તે બીજા કોઈની પાસે નથી. દૃષ્ટાન્ત આપતાં તે કહે છે કે સૂર્યનું જે તેજ હોય છે તે તેજ આગીઆ પાસે કયાંથી હોય?

**દૂહા** (પૃ. ૩૮) – પોતાના રાજમહેલની ન્યૂનતાની ખાતરી થતાં રાજા શતાનીક સારા સારા ચિત્રકારોને તેડાવીને પોતાના આવાસમાં ચિત્રો ચીતરાવવા લાગ્યા.

અમરષ–અમર્ષ; વાતરો–વાતનો; મરમ્મ–મર્મ.

**ઢાલ પાંચમી** (પૃ. ૩૮) – પચાસ કડીની આ લાંબી ઢાલમાં કવિએ ચીતારાની રસિક ચિત્રકલાનું વર્ણન કર્યું છે.

રાજાએ ચીતારાઓમાં જે સૌથી વધુ નિપુણ હતો તેને રાજમહેલમાં ચિત્રો દોરવા માટે કાર્ય સોંપ્યું. ચીતારાએ રાજમહેલની ભીંતો ઉપર ચૌદ સ્વપ્નો, અષ્ટમંગલ, રામ, સીતા, લક્ષ્મણ, હનુમાન, શંકર, બ્રહ્મા, શ્રી કૃષ્ણ, ગણેશ વગેરેનાં ચિત્રો ચીતર્યાં.

ચીતારો ચિત્રકલાનો ઘણો જાણકાર હતો. થોડાક સૂચન પરથી તે પોતાની કલ્પના વડે આખું ચિત્ર આબેહૂબ તૈયાર કરી શકતો. એક વખત એણે રાણી

મૃગાવતીના પગનો અંગૂઠો જોયો. એ પરથી એણે મૃગાવતીનું આખું ચિત્ર તૈયાર કર્યું. ચિત્ર જ્યારે તૈયાર થઈ રહ્યું હતું ત્યારે, ચિત્ર ચીતરતાં ચીતરતાં ચિત્રકારની પીંછીમાંથી કાળા રંગનું એક ટીપું પડ્યું અને એ ટીપું ચિત્રમાં મૃગાવતીના સાથળ ઉપર પડ્યું. ચીતારાએ એ બિંદુ ભૂંસી નાખવાનો પ્રયત્ન કર્યો. થોડી વાર પછી ફરી પાછું એ જ જગ્યાએ બીજું ટીપું પડ્યું. એમ વારંવાર થયું એટલે ચતુર ચીતારાએ વિચાર કર્યો કે રાણીના સાથળ ઉપર તલ હોવો જોઈએ. કારણ કે દેવતાએ પોતાને સુંદર ચિત્રકલાનું જે વરદાન આપ્યું છે તે મિથ્યા કેમ થાય ?

ચિત્રો પૂર્ણ થતાં રાજા જોવા આવ્યા. મૃગાવતીનું ચિત્ર જોઈ તે મગ્ન થઈ ગયા. ચિત્રકારની ચિત્રકલા પર તે પ્રસન્ન થઈ ગયા. પરંતુ ત્યાં તેમની નજર મૃગાવતીના સાથળ પરના તલ પર ગઈ. રાજાને વહેમ થયો કે શું ચીતારાએ રાણીના સાથળ પરનો તલ જોયો હશે ? શું ચીતારાએ પરદારાગમન કર્યું હશે ? જો એમ હોય તો ચીતારો મૃત્યુને જ પાત્ર ગણાય.

રાજમહુલ–રાજમહેલ; ન્યાન–જ્ઞાન; રંજિવા–પ્રસન્ન કરવા; સુપન–સ્વપ્ન; બીસ–વીસ; ઈસર–ઈશ્વર, શંકર; સુંડિ–સૂંઢ; ઉંદિર–ઉંદર; ફૂટરા–સુંદર; ગરઢા–ઘરડા; મસિ–શાહી; વિલખઉ–ઝાંખો; સહિ–અવશ્ય; બગસીસ–બક્ષિસ.

મુગલ કાબિલી...કુરાણ રે – કવિ સમયસુંદરે ચીતારાએ દોરેલાં ચિત્રોમાં મોગલો, કાબુલીઓ, પઠાણો, ફિરંગીઓ, હબસીઓ વગેરેનો ઉલ્લેખ કર્યો છે, પરંતુ અહીં કાલવ્યતિક્રમનો દોષ જણાય છે, કારણ કે કથાપ્રસંગનો જે સમય છે તે તો રાજા શતાનીક અને રાણી મૃગાવતીનો–ભગવાન મહાવીરનો સમય છે, નહિ કે સમયસુંદરનો પોતાનો. ભગવાન મહાવીરના સમયમાં મોગલો, પઠાણો, ફિરંગીઓ વગેરેની વાત ન હતી. કવિએ પોતાના સમયની પ્રચલિત જાતિઓનો ઉલ્લેખ અહીં કર્યો છે.

આહો અહો...વાંક રે – રાજા શતાનીક રાણી મૃગાવતીનું ચિત્ર જોઈ ચીતારા આગળ રાણીનાં અંગાંગોનું વર્ણન–વખાણ કરવા બેસે એમાં યોગ્યતા કેટલી ? એમાં ચિત્રકલાની ખૂબીઓ જે રીતે બતાવવી જોઈએ તે રીતે બતાવાતી હોય એમ લાગતું નથી.

એ કિમ...અંગ રે – રાજાનો સંદેહ સમજી શકાય એમ છે. રાજાનો કોપ પણ સમજી શકાય એમ છે. પરંતુ કવિએ રાજાના મુખમાં અહીં જે શબ્દો મૂક્યા છે તેમાં શતાનીક જેવા રાજાના પાત્રને અન્યાય કરવા બરાબર છે. આવાં ઉતાવળાં અને આકરાં વચન રાજા એકદમ બોલે નહિ, રાજાએ બોલવાં જોઈએ નહિ.

દૂહા (પૃ. ૪૧) – રાજાએ ચીતારાનો વધ કરવા માટે હુકમ કર્યો. ચીતારાને વધ કરવા માટે લઈ જવામાં આવે છે તે પ્રસંગનું વર્ણન કવિએ અહીં કર્યું છે.

નગરના બીજા ચીતારાઓએ આવીને રાજાને એ ચીતારાને મળેલા યક્ષના વરદાનની વાત કરી. એટલે વધસ્તંભ પર ચડાવતાં પહેલાં એ વાતની ખાતરી કરવા રાજા ચીતારાને બોલાવે છે.

નિલાડી–કપાળે; રાસભ–ગધેડો; ચાડિયઉ–ચડાવ્યો; ઉદેગ–ઉદ્વેગ; વર–વરદાન.

ઢાલ છઠ્ઠી (પૃ. ૪૨) – ૪૦ કડીની આ ઢાલમાં યક્ષ પાસેથી પોતાને કેવી રીતે વરદાન મળ્યું તે પ્રસંગ ચિત્રકાર રજૂ કરે છે. તે કહે છે : "હે રાજન્, એક દિવસ હું સાકેત નગરીમાં મારી માસીને મળવા ગયો હતો. માસીને એક પુત્ર હતો અને તે પણ ચિત્રકલાનો વ્યવસાય કરતો હતો. એક દિવસ નગરમાં ચિત્રકામ કરી જ્યારે હું ઘરે આવ્યો ત્યારે માસી ખૂબ રોવા લાગી. મેં એનું કારણ પૂછ્યું તો માસીએ કહ્યું કે આ નગરમાં કુસુમાકર નામના ઉદ્યાનમાં સુરપ્રિય નામના યક્ષનું મંદિર છે. એ મંદિર જો દર વરસે નગરના ચીતારાઓ ચીતરી ન આપે તો યક્ષ નગરમાં મૃગીનો ઉપદ્રવ કરી માણસોને મારી નાખતો. આથી ચીતારાઓએ નગર છોડી નાસી જવાનું નક્કી કર્યું. એટલે રાજાએ બધા ચીતારાઓને બોલાવી નક્કી કર્યું કે દર વખતે ચિઠ્ઠી ખેંચવામાં આવે અને જેનો વારો આવે એણે યક્ષના મંદિરનું ચિત્રકામ કરી આપવું પણ પછી યક્ષ ચિત્રકામ પૂરું થયા પછી એ ચીતારાને મારી નાખવા માગ્યો. આજે તારા ભાઈનો વારો આવ્યો છે. એટલે એનું મને દુઃખ છે, માટે હું રોઉં છું.

માસીની વાત સાંભળી, હે રાજન્! મેં માસીને કહ્યું કે ભાઈને બદલે હું યક્ષમંદિરે જઈશ. પછી મેં ત્રણ ઉપવાસ કર્યા, સ્નાન કર્યું, સુંદર વસ્ત્રપરિધાન કર્યું અને પરમેશ્વરનું નામ લઈ યક્ષની સુંદર આકૃતિ ચીતરી અને એની સ્તુતિ કરવા લાગ્યો. એથી યક્ષ પ્રસન્ન થયો, પ્રત્યક્ષ થયો અને વરદાન માગવા કહ્યું. વરદાનમાં મેં માગ્યું કે હે યક્ષ! હવેથી કોઈ પણ માણસનો તારે ભોગ ન લેવો. એ વરદાન મંજૂર રાખી યક્ષે બીજું વરદાન માગવા કહ્યું. મેં માગ્યું કે મનુષ્ય કે તિર્યંચના દેહના કોઈ પણ એક અંગને હું જોઉં એ પરથી એના આખા દેહનું ચિત્ર હું દોરી શકું એવી સિદ્ધિ મને આપો. 'તથાસ્તુ' કહી યક્ષ અંતર્ધાન થઈ ગયો. હે રાજન્! મને મળેલા વરદાનની આ કથા છે. જરૂર હોય તો હજુ પણ તમે મારી પરીક્ષા કરી શકો છો."

ચિત્રકારની પરીક્ષા કરવા માટે રાજાએ એક કુબ્જા દાસીને સર્વ અંગે

વસ્ત્ર ઓઢાડી, માત્ર એનું મુખ સોહામણું કરીને બતાવડાવી. ચિત્રકારે એ ઉપરથી કુબ્જાનું યથાતથ ચિત્ર દોરી આપ્યું. એથી લોકો આશ્ચર્યચકિત થઈ ગયા.

જો કે હજુ રાજાનો ગુસ્સો શાંત થયો ન હતો. રાજાએ ચિત્રકારને વધની શિક્ષામાંથી મુક્ત કર્યો, પરંતુ એનો જમણો હાથ કાપી નાખવા માટે હુકમ કર્યો. એથી બધે હાહાકાર મચી ગયો. મંત્રીએ રાજાને સમજાવવા માટે ખૂબ પ્રયત્નો કર્યા, પરંતુ રાજા માન્યા નહિ.

ચિત્રકારનો જમણો હાથ કાપી નાખવામાં આવ્યો અને એને દેશવટો આપવામાં આવ્યો.

સાકેતિ–સાકેત નગરે; પરતક્ષ–પ્રત્યક્ષ; મરગી–મૃગી, ચેપી રોગચાળો; દેહરઈ–દહેરામાં, મંદિરમાં; નાસણની–નાસી જવાની; કિસ્યઉં–કેવું; તિલઉ–તલ; મસઉ–મસો; ખાંતિ–ખંતથી; પરસંસા–પ્રશંસા; પરતિખ–પ્રત્યક્ષ; સોય–એ જ; તિરજંચ–તિર્યંચ,પ્રાણી; ખિણ–ક્ષણ; અજી–હજુ; સીમજઉ–સમજાઈ; સ્વાન–શ્વાન; અનરત્થ–અનર્થ.

ઉત્તમ પ્રણમ્યાં ન કરઈ રોસ – ચિત્રકાર યક્ષને કહે છે કે ઉત્તમ પુરુષો તો તે જ કે કદાચ તેઓ રોષે ભરાયા હોય તોપણ એક વખત તેમની ક્ષમા માગવામાં આવે અથવા તેમને પ્રણામ કરવામાં આવે તો તેઓ પછી પોતાનો રોષ ચાલુ રાખતા નથી. ઉત્તમ પુરુષોની ઉત્તમતાનું એ એક લક્ષણ છે.

**દૂહા** (પૃ. ૪૬) – દૂહાની આ પાંચ કડીઓમાં ચીતારાને ફરીથી યક્ષ તરફથી જે સિદ્ધિ મળે છે તેનો નિર્દેશ કરવામાં આવ્યો છે.

મનમાં દુઃખ ધરતો ચીતારો સાકેત નગરી આવી, ઉપવાસ કરી, સુરપ્રિય યક્ષની આરાધના કરે છે. પ્રત્યક્ષ થયેલા યક્ષને તે પોતાનો જમણો હાથ કપાયાની વાત કરે છે. એટલે યક્ષ એને વરદાન આપે છે કે 'જા, તું તારા ડાબા હાથથી જમણા હાથની જેમ જ ચિત્રો દોરી શકીશ.'

સુક્ખ–સુખ; સમર્યઉ–સમર્યા; જક્ષ–યક્ષ; વિરતંત–વૃત્તાન્ત; ડાવઈ–ડાબા (હાથ)થી.

**ઢાલ સાતમી** (પૃ. ૪૬) – પોતે નિરપરાધ હોવાં છતાં સજા પામવા માટે ચિત્રકારે શતાનીક રાજા ઉપર વેર લેવાનો નિશ્ચય કર્યો. રાજાને મૃગાવતી ઉપર બહુ પ્રેમ છે, માટે રાજા ઉપર વેર લેવા માટે મૃગાવતીને જ નિમિત્ત બનાવવાનું એણે વિચાર્યું. મૃગાવતીનું સુંદર ચિત્ર દોરીને પરસ્ત્રીલંપટ ચંડપ્રદ્યોતને મૃગાવતી તરફ આકર્ષવાનો એણે વિચાર કર્યો. એ પ્રમાણે ચિત્ર તૈયાર કરી એ

ઉજ્જૈન ગયો. ચંડપ્રદ્યોતને એ ચિત્ર એણે ભેટ આપ્યું. ચિત્ર જોઈ રાજા ચંડપ્રદ્યોત એકદમ મુગ્ધ થઈ ગયો. કામાતુર રાજાએ કહ્યું, "આવું અનોપમ રૂપ તો કોઈ અપ્સરા કે વિદ્યાધરીનું જ હોઈ શકે. તું માગે તેટલું દ્રવ્ય તને આપીશ. પણ કઈ સ્ત્રીનું તેં આ ચિત્ર દોર્યું છે તે મને કહે."

ચીતારાએ કહ્યું, "શતાનીક રાજાની રાણી મૃગાવતીનું રૂપ જોઈને કંઈક જેવુંતેવું આ ચિત્ર મેં દોર્યું છે, બાકી મૃગાવતીનું રૂપ તો એટલું અદ્દ્ભુત છે કે ખુદ વિધાતા પણ પૂરેપૂરું ચીતરી ન શકે."

આ સાંભળી ચંડપ્રદ્યોત રાજા વધારે કામાતુર થયો. એ વિચારવા લાગ્યો, "મારા અંતઃપુરમાં રૂપવતી સ્ત્રીઓ તો ઘણી છે. પરંતુ મૃગાવતીના રૂપ આગળ તો એમનું રૂપ શતાંશ પણ નથી. માટે મારે કોઈ પણ ઉપાયે મૃગાવતીને મેળવવી જ જોઈએ." એમ વિચારી રાજાએ દૂત મોકલવાનું નક્કી કર્યું.

વયર–વૈર; અપકારડઇ–અપકાર; રુંખ–વૃક્ષ; ઉજેણી–ઉજ્જયિની; અપછરા–અપ્સરા; આપ વિધાતા–વિધાતા પોતે; સઉ મઈ નહિ અંસ–સોમો અંશ પણ નહિ; આજ સીમ–આજ સુધી.

**ઢાલ આઠમી ( પૃ. ૪૮ )** – ચંડપ્રદ્યોત રાજાએ લોહજંઘ નામના દૂતને મોકલ્યો. દૂતે આવીને શતાનીક રાજાને કહ્યું, "અભિમાની અવંતિપતિ ચંડ-પ્રદ્યોત રાજા તમારી રાણી મૃગાવતીને પોતાની રાણી બનાવવા ઇચ્છે છે. ચંડ-પ્રદ્યોતે કહેવડાવ્યું છે, "પૃથ્વીના જે કંઈ રત્નો છે તે ભોગવવાનો મારા વિના બીજા કોઈનો અધિકાર નથી. આજ સુધી મેં સાંખી લીધું છે, પણ હવે નહિ ચાલે. ગાય ભેંસનો રખેવાળ હોય તેથી તે તેનો કંઈ માલિક નથી બની શકતો. મૃગાવતીને મેળવવાની મને ઇચ્છા થઈ છે માટે દૂત સાથે એને મોકલી આપે, નહિ તો હું તારા રાજ્ય પર ચડાઈ કરીશ એમ જાણજે. મારી પાસે તારું કંઈ જોર ચાલવાનું નથી. એક માત્ર મૃગાવતીને ખાતર તું તારું આખું રાજ્ય હારી ન જતો."

થયઉ–થયું: સાम्હઉ–સામું; લૂણ–મીઠું; આંટઈ મઈ–આટામાં, લોટમાં; કઉડી–કોડી; મેરઉ–મારું; ભઈંસ–ભેંસ; નેટિ–નિશ્ચય; ચાલઈગઉ—ચાલશે; મૂઢ-મૂર્ખ; સગલઉ—સઘળું; ખીલી કાજ મ ઢાઈ આવાસ—એક ખીલીને માટે આખું મકાન પાડી ન નાખતો.

**ઢાળ નવમી ( પૃ. ૪૯ )** દૂતનાં વચનો સાંભળી, અત્યંત કોપાયમાન થઈ રાજા શતાનીકે કહ્યું, "હે લોહજંઘ ! તારો સ્વામી અત્યંત કામી અને અધમ છે. આવી દરખાસ્ત મોકલાવતાં એને શરમ પણ ન આવી ? રાજા ગમે તેટલો બળવાન હોય તો પણ આવી નિર્લજ્જ વાત કેમ થઈ શકે ? રાવણ અને

પદ્મોત્તર રાજા જેવી દશા એની થશે. હિતાહિત ન જાણનાર માણસ સ્વચ્છંદાચારી કહેવાય. રાજા પાસે એવો કોઈ હિતેચ્છુ નથી કે જેનું રાજા સાંભળતો હોય? કોઈએ એને વાર્યો નહિ? સૂર્ય જો પશ્ચિમમાં ઊગે, પાંગળો માણસ જો મેરુ પર્વત ચઢી શકે તો પણ હું મારી રાણી તારા સ્વામીને નહિ આપું."

રીસાણઉ–રીસે ભરાયો, ક્રોધે ભરાયો; લાગ્યઉ કો તેહનઉ ભૂત–તેને શું કોઈ ભૂત વળગ્યું છે?; જઉ–જો; રાજા લાગઈ–રાજાને લાગે, જેની રાજા ઉપર અસર થાય; પચ્છિમ–પશ્ચિમ: પાંગલઉ–પાંગળો; પૂગઈ–પહોંચે; નાપું–ન આપું; ઝાખઈ–ઝાંખો પડ્યો; પાઠાંતર–ભાખઈ–બોલે છે; દાખિન્ન–દાક્ષિણ્ય; પડિસ્યઈ ભુંહિ ભારા–ભોંય ભારે પડશે; અબધ્ય–અવધ્ય, દુશ્મનના દૂતને મારી ન શકાય એવી રાજકીય પ્રણાલિકા પ્રાચીન સમયથી ચાલી આવે છે; પાયઉ–પામ્યો; જીવતઉ–જીવતો; નિભ્રંછી નાખ્યઉ–નિર્ભર્ત્સના કરી, અપમાન કર્યું; નાપઈ–ન આપે.

**ઢાલ દસમી (પૃ. ૫૨)** – પાછા ફરેલા દૂતનાં વચન સાંભળી રાજા ચંડપ્રદ્યોત કોપે ભરાયો. શતાનીક હવે જબરો થવા લાગ્યો છે માટે એના હાલહવાલ કરવા પડશે એમ વિચારી રાજાએ ચડાઈની તૈયારી કરી. રણભેરી વાગી. પાંચ લાખ ઘોડા, બે લાખ હાથી, સાત કરોડનું પાયદળ અને બે લાખ રથ એટલા સૈન્ય સાથે રાજાએ પ્રયાણ કર્યું. સીમાડાના રાજાઓ તત્કાલ આવીને નમ્યા. સૈન્યની રજથી સૂર્ય અને ચંદ્ર પણ છવાઈ ગયા, શેષનાગ પણ સળવળ્યા. ચંડપ્રદ્યોત કૌશાંબી નગરી પાસે આવી પહોંચ્યો. બહારનો પ્રદેશ કબજે કર્યો. લોકો ભાગી ગયા અથવા શરણે આવ્યા. નગરીને ઘેરો ઘાલવામાં આવ્યો. કોટના દરવાજા બંધ કરાવી શતાનીક નગરમાં બેસી રહ્યો.

એ સમયે મૃગાવતી વિચારવા લાગી કે આ બધા અનર્થનું મૂળ તે પોતાનું દેહસૌન્દર્ય છે. તે પોતાના રૂપને નિંદવા લાગી. શીલ પાળવાની બાબત કુરૂપ નારી માટે કેટલી સહેલી છે તે સમજવા લાગી. આમ છતાં આવી પડેલી આપત્તિનો સામનો કરવા માટે, પોતાના શીલની રક્ષા માટે તે વજ્ર મનની બની ગઈ.

ચાટકઉ ઊઠ્યઉ સીસ–માથામાં ઝાટકો લાગ્યો; સબલી–મોટી; મૂયા–મૃત્યુ પામ્યા; હીયઉ–હૈયું; કટક–સૈન્ય; નૂપજઈ–ન ઊપજે.

**દૂહા (પૃ–૫૩)** – યુદ્ધને કારણે કૌશાંબી નગરીમાં ઉલ્કાપાત, ભૂકંપ જેવા

ઉપદ્રવ થવા લાગ્યા, એથી શતાનીક રાજા ભયભીત થઈ ગયો. એના પેટમાં ધ્રાસકો પડ્યો હતો. એનાથી ભય જીરવાતો નહોતો. એમાં વળી એને અતિસારનો રોગ થયો. એની વેદના અસાધ્ય થઈ ગઈ. એને મરણનો ભય લાગવા માંડ્યો. ચિતારાને દૂભવ્યા માટે અને મંત્રીનું વચન ન માનવા માટે હવે એને પશ્ચાત્તાપ થવા લાગ્યો. વગર વિચાર્યે કાર્ય કરવા માટે કેવાં દુષ્પરિણામ ભોગવવાં પડે છે!

પેટિ–પેટમાં; દ્રસકઉ–ધ્રાસકો; ઝૂજ્ઝ–યુદ્ધ; દુહવ્યઉ–દૂભવ્યો; વિવેગ–વિવેક; વિગડી–બગડેલી.

**ઢાલ અગિયારમી (પૃ. ૫૩)** – પોતાના પતિની મરણાન્ત વ્યથા જોઈને મૃગાવતી એને આશ્વાસન આપવા લાગી કે 'હે નાથ! આ સંસાર અસાર છે. સંસાર તે જન્મ, જરા, વેદના, મરણ વગેરે દુઃખોનો ભંડાર છે. માટે આપ ચિંતા છોડી આપના ધર્મને સંભાળો. નગરરક્ષા માટે ઉદયનકુમાર દિનરાત હોશિયાર રહે છે. ચંડપ્રદ્યોત તો નગરની બહાર પડ્યો છે. માટે આપ નિશ્ચિંત રહો. મારા શીલના ખંડનની કે ગઢના પરાજયની કોઈ ચિંતા કરશો નહિ. શ્રી વીતરાગ પ્રભુનું સ્મરણ કરો. સંસારની માયા ત્યજી વૈરાગ્યમાં મન વાળો. આર્ય દેશ, મનુષ્ય ભવ, ગુરુનો સંયોગ અને જૈન ધર્મ મળવાં દુર્લભ છે. માટે કોઈના પ્રત્યે રાગદ્વેષ આણ્યા વગર મનમાં સમતાભાવ રાખો. જેની સાથે વેર બંધાયું હોય તેની ક્ષમાયાચના કરો. જિનેશ્વરોએ કહેલા ચોરાસી લાખ પ્રકારના જીવોની ત્રિકરણશુદ્ધિથી ક્ષમતક્ષામણા કરી લો. ચિતારાને 'મિચ્છામિ દુક્કડં' આપો અને નવકારમંત્રનું ધ્યાન ધરો.

ઠામિ–સ્થાને; પોલિ–પોળ, દરવાજે; બુરજે–બુરજે; ઝૂઝાર–યોદ્ધાઓ; વિહડતાં–બગડતાં; તડકઈ–તડકામાં; દોહિલઉ–દુર્લભ; આરિજ–આર્ય; ખેત્ર–ક્ષેત્ર; જમ્મ–જન્મ; જિણ–જૈન; નાણ્યે–ન આણીએ; દેહ સું–કોઈની પણ સાથે; ખામિયંઈ–ખમાવીએ, ક્ષમા આપીએ; ત્રિકરણ સુદ્ધસું–મન, વચન અને કાયાની શુદ્ધિ સાથે; સાખો–સાક્ષીએ; મિચ્છા દુક્કડ–મિથ્યા દુષ્કૃત. જૈનોમાં રૂઢ થયેલો આ શબ્દ ક્ષમાયાચના માટે શિષ્ટાચાર રૂપે વપરાય છે. નઉકાર–નવકાર મંત્ર, નમસ્કાર મહામંત્ર. 'નમો અરિહંતાણ'થી શરૂ થતો આ મંત્ર જૈનોનો અત્યંત પવિત્ર અને સ્મરણીય મહામંત્ર ગણાય છે.

**ઢાલ બારમી (પૃ–૫૫)** – આ ઢાલમાં મૃગાવતીરાણી શતાનીક રાજાને 'ચાર શરણ' લેવડાવે છે તેનું નિરૂપણ છે. (૧) અરિહંત (૨) સિદ્ધ (૩) સાધુ

અને (૪) કેવલી ભગવંતોએ પ્રરૂપેલો ધર્મ—એ ચારનું શરણ સ્વીકારવામાં આવે છે. વિહરમાન જિનેશ્વરો અને તીર્થંકર ભગવંતો આઠ કર્મનો ક્ષય કરી અજરામરપદ, મોક્ષપદ પામે છે. તેવી રીતે ઉત્કૃષ્ટ ક્રિયા કરી એમનું શરણું સ્વીકારો કે જેથી જન્મમરણનો અંત આવે. આનંદ, કામદેવ, ધન્ના, શાલિભદ્ર, મણિરથકુમાર વગેરેએ ચાર શરણાં સ્વીકારીને આત્માનું કાર્ય સિદ્ધ કર્યાનાં ઉદાહરણો સુપ્રસિદ્ધ છે. તેવી રીતે હે નાથ ! આપ પણ શરણાં સ્વીકારો."

રાજા શતાનીકે એ રીતે શરણાં સ્વીકાર્યાં અને દેહ છોડી પરલોકે સિધાવ્યા.

સરણા—શરણ; વિહરંતા અરિહંત—વિહરમાન જિનેશ્વરો; આ પૃથ્વીની બહાર મહાવિદેહ ક્ષેત્રમાં વીસ જિનેશ્વરો વિચરે છે. તિત્થંકર—તીર્થંકર ભગવંતો; જે તારે તે તીર્થ અને જે તીર્થ પ્રવર્તાવે તે તીર્થંકર. એવા ચોવીસ તીર્થંકર વર્તમાન ચોવીસીના છે, જેમાં પ્રથમ તીર્થંકર ઋષભદેવ (આદિનાથ) છે અને ત્રેવીસમા પાર્શ્વનાથ તથા ચોવીસમા મહાવીર સ્વામી છે. મુગતિ—મોક્ષ; પાલઇ—પાળે; નિગ્રંથો—નિગ્રંથ, જેણે બધી જ ગ્રંથિઓ છેદી નાંખી છે; જિમ ભાજઇ ભવ ભમો—જેથી ભવનો, જન્મમરણનો ભ્રમ ભાંગે; સાચઉં—સાચું; સથારઇ—સંથારામાં.

**દૂહા (પૃ.૫૬)**—શતાનીક રાજા મૃત્યુ પામ્યા. તત્ત્વજ્ઞ મૃગાવતીએ પોતાના પતિના મૃત્યુનો શોક ન કર્યો; વિલાપ ન કર્યો, કારણ કે એમ કરવાથી વળી બીજાં કર્મબંધન થાય છે. મૃતકારજ પતાવીને તે પોતાનું શીલ પાળવા લાગી.

સોક—શોક; સરિ—સ્વરે; મૃતકારજ—મૃત્યુ પછી કરવામાં આવતી ક્રિયા; સાબતા—સાબૂત, અખંડિત.

**ઢાલ તેરમી (પૃ. ૫૬)**—આ નાનકડી ઢાલમાં કવિએ શીલનો મહિમા ગાયો છે. બીજો ખંડ પૂરો કરતાં કવિએ ફરી પોતાના ગુરુનું સ્મરણ કર્યું છે.

ચંડપ્રદ્યોતનું સૈન્ય નગર બહાર પડ્યું છે. નગરની અંદર મૃગાવતી રાણી અને ઉદયનકુમાર લોકોને ભય ન ઊપજે અને લોકો શાંતિથી રહે એ પ્રમાણે વર્તે—વિચારે છે.

નિધ—નિધિ, ભંડાર; નવે નિધ થાઈ—નવનિધિની પ્રાપ્તિ થાય છે; ધન્યાસિરી—ધન્યાશ્રી; સૂરીસર—સૂરીશ્વર.

## તૃતીય ખંડ

**દૂહા (પૃ. ૫૭)**—ત્રીજા ખંડનો પ્રારંભ કરતાં કવિવર સમયસુંદર સુગ-પ્રધાન દાદા શ્રી જિનદત્તસૂરિને પ્રણામ કરી એમનું સાંનિધ્ય માગે છે. અંબડના

હાથમાં અક્ષર પ્રગટ કરનાર, ચોસઠ જોગિણી અને બાવન ક્ષેત્રપાળને જીતનાર શ્રી જિનદત્તસૂરિનું નામ લેતાં વીજળી પડતી નથી એમ લોકો કહે છે. કવિ પોતાના દાદાગુરુને વિનંતી કરતાં કહે છે કે "આ રાસના બીજા ખંડની રચનામાં જેમ દાદાગુરુ શ્રી જિનકુશલસૂરિએ સહાય કરી હતી તેમ આ ત્રીજા ખંડની રચનામાં આપ મને સહાય કરજો, કારણ કે હું તો મંદમતિ છું."

ચઉસઠિ જોગિણી–ચોસઠ યોગિની; ખેત્રપાલ–ક્ષેત્રપાળ.

**ઢાલ પહેલી (પૃ. ૫૮)** – મૃગાવતી રાણી પોતાનાં બુદ્ધિબળથી ચંડપ્રદ્યોત રાજા સાથે, પોતાના શીલના રક્ષણને માટે કેવી યુક્તિપ્રયુક્તિ કરે છે તે પ્રસંગ આ ઢાલમાં કવિ વર્ણવે છે.

મૃગાવતી એમ વિચારવા લાગે છે કે રાજ્ય અને શીલ બંને કેવી રીતે અખંડિત રાખી શકાય ? ઉદયનકુમાર હજુ નાનો છે. ચંડપ્રદ્યોતની તાકાત સામે પોતાનું કંઈ જોર નહિ ચાલે. શીલની રક્ષા માટે અપવાદરૂપ અસત્ય વચન પણ બોલાય એમ વિચારી, પોતાની એક ચતુર સખીને બધી વાત શીખવી તેને ચંડપ્રદ્યોત રાજા પાસે પાસે મોકલે છે. રાજા પાસે જઈ તે કહે છે, "હે રાજન્ ! મૃગાવતી રાણી એમ કહેવડાવે છે કે–મારા પતિ મૃત્યુ પામ્યા છે. હવે હું તમારે આશરે છું. પરંતુ મારો પુત્ર ઉદયન હજુ બાળક છે. ગઢ જર્જરિત થઈ ગયો છે. વળી, પાસે દારૂગોળો પણ રહ્યો નથી. પાસે સૈન્ય પણ બહુ નથી. આજુબાજુ દુશ્મનો મોટા છે. મને મારા પુત્રની આ ચિંતા છે."

રાજાએ કહ્યું, "રત્નાકર જેનો મિત્ર હોય તેને દરિદ્રતા કેવી ? ઉદયનકુમાર મારી છત્રછાયા નીચે રહેશે. સિંહના ખોળામાંથી એનું બચ્ચું હાથ ઘાલીને કેમ લઈ શકાય ? તારો પુત્ર તે મારો પુત્ર છે. મન મળ્યા પછી અંતર કેમ ગણાય ? માટે કુમાર ભલે સત્તા પર રહે. એને માટે બીજી કંઈ પણ ગોઠવણ કરવી હોય તો તે પણ હું કરી આપીશ."

સખીએ કહ્યું, "રાજન્ ! તમે ઘણા દૂર રહો. અચાનક શત્રુઓ કુમાર ઉપર આક્રમણ કરે તો ? કોઈને સાપ કરડ્યો હોય તે વખતે સાપ ઉતારવાની વિદ્યા જાણવાવાળો ગારુડી સો કોશ દૂર રહેતો હોય તો શા કામનો ? માટે કુમારનો ભય ટાળવા માટે ઉજ્જયિનીની ચીકણી માટીની ઈંટો વડે કૌશાંબીનો કોટ કરાવી આપો. તોપગોળાથી એને સજ્જ કરો અને અન્નભંડાર ભરાવી આપો તો શત્રુઓનું દળ એની સામે ટકી ન શકે."

મૃગાવતીને મેળવવાની આશામાં ચંડપ્રદ્યોતે તે માગણી મંજૂર રાખી

અને તે પ્રમાણે બધું કરાવી આપ્યું. તે પછી મૃગાવતીને બોલાવવા માટે રાજાએ દૂતીને મોકલી. પરંતુ મૃગાવતીની કપટયુક્તિની રાજાને ખબર ન હતી.

લહુડલઉ–નાના; મુકી–મોકલી; આસરી–આશ્રયે; જાજરઉ–જર્જરિત; રયણાયર–રત્નાકર, સમુદ્ર; સીહ–સિંહ; ઝૂમ્યઉ–કરડયો; ગારુડી–સર્પનું ઝેર ઉતારવાની વિદ્યા જાણનાર; ભાંજિ–ભાંગીને.

**દૂહા (પૃ. ૫૯)** – ચંડપ્રદ્યોત રાજાએ એક ચતુર દૂતીને મૃગાવતી પાસે મોકલી. દૂતીએ આવીને મૃગાવતીને કહ્યું, "ઉજ્જયિનીના રાજાએ કહેવડાવ્યું છે કે એમણે તમારી ઇચ્છા પૂરી કરી છે. હવે તમે એમની ઇચ્છા પૂરી કરો."

વાંછા–ઇચ્છા; પૂરવી–પૂરી કરી; હજૂરિ–પાસે.

**ઢાલ બીજી (પૃ. ૬૦)** – મૃગાવતીએ કહ્યું, "હે દૂતી ! સાંભળ. જે માણસ અનાચાર આચરે તે માણસ તે કેવો કહેવાય ? તારો રાજા પણ એ રીતે કેવો કહેવાય ? પારકી કન્યાનું માગું કરવું એ તો જાણીતી રીતિ છે. પણ પારકી સ્ત્રીનું માગું કરવું એ તો કુનીતિ છે. હજુ સુધી તારા રાજાના ચિત્તની કાલિમા ચાલી ગયેલી દેખાતી નથી. મેં તો માત્ર કાળવિલંબ કરાવવા માટે કોટ કરાવ્યો હતો, પરંતુ એટલા સમયમાં રાજાનું ચિત્ત નિર્મળ થયું લાગતું નથી. તારા સ્વામીએ શું સાંભળ્યું નથી કે નાગના મણિની જેમ સતી સ્ત્રીના શીલને કોઈ લઈ શકતું નથી ? હે દૂતી ! તું હવે જા અને તારા રાજાને કહે કે તારા જેવા ઉત્તમ પુરુષે અકુલીનપણું મનમાં કેમ આણ્યું ? જો તું સુખ વાંછતો હો તો મનમાંથી પાપ કાઢી નાખ, નહિ તો કોપે ભરાયેલી સતી તને બાળી નાખશે."

દૂતીએ એ પ્રમાણે રાજાને કહ્યું. રાજા વિચારવા લાગ્યો કે મૃગાવતીએ પોતાને છેતર્યો છે. એનો ગઢ મજબૂત કરાવી આપ્યા પછી હવે બીજો કોઈ રસ્તો નથી. રાજા પશ્ચાત્તાપ કરવા લાગ્યો. મંત્રીએ રાજાને સમજાવ્યો.

અજીસીમ–હજુ સુધી; આસૂ–આસો મહિનો; તિલા મસા–શરીર ઉપરના તલ અને મસા; સીલીના દાગ–શીતળાના ડાઘ; નાંખસ્યઇ–નાખશે; બાલિ–બાળી; નીરાસ–નિરાશ; ફાલ–શિયાળ; ચૂકઉ–ચૂકયો, છેતરાયો; આપરઉ–પોતાનો; વિઢતાં–લઢતાં, યુદ્ધ કરતાં.

**દૂહા (પૃ. ૬૧)** – મૃગાવતીએ પોતાના પુત્રને શૂરવીર, સાહસિક અને દુર્જેય બનેલો જોઈ એને રાજગાદી ઉપર બેસાડયો. તેવી રીતે વિદેહ મંત્રીના પુત્રને મંત્રીપદે અને વિદેહ સેનાપતિના પુત્રને સેનાપતિપદે મૂકવામાં આવ્યા.

હવે મૃગાવતી ચિંતામુકત બન્યાં. સંસારત્યાગ કરી દીક્ષા લેવાના એમને અભિલાષ જાગ્યા. એ સમયે ભગવાન મહાવીર ત્યાં પધાર્યા.

હિવ–હવે; યાપિયઉ–સ્થાપ્યો; ઉદેગ–ઉદ્વેગ; જઉ–જો; સમોસર્યા–સમોવસરણમાં પધાર્યા. સમોવસરણ એટલે તીર્થંકર ભગવાન જ્યાં ઉપદેશ આપે તે વિશિષ્ટ પ્રકારની પર્ષદા.

**ઢાલ ત્રીજી (પૃ. ૬૨)** – એવામાં કૌશાંબી નગરીના ઉદ્યાનમાં ભગવાન મહાવીર પોતાનાં ચૌદસો સાધુ - સાધ્વીઓ સાથે સમોવસર્યા. તે સમયે દેવોએ રજત, હેમ અને મણિ વડે સુંદર ત્રિગઢની રચના કરી. અશોક વૃક્ષની નીચે ભગવાન પહોંચ્યા. ત્યાં દેવતાઓએ છત્ર, ચામર વગેરે સર્વ પ્રકારની તૈયારી કરી. ભગવાન સમોવસરણમાં બેસી ધીરગંભીર દેશના આપવા લાગ્યા. બાર પર્ષદા ત્યાં બેઠી હતી અને દરેક પોતપોતાની ભાષામાં ભગવાનની વાણી સાંભળતી હતી. ચંડપ્રદ્યોત રાજા પણ ભગવાનને વંદન કરવા ગયો. મૃગાવતી રાણી પણ ગઢનો દરવાજો ઉઘાડી, કુમાર ઉદયન સાથે મહાવીરને વંદન કરવા ગયાં.

અવસરિ–અવસરે; સહસ–સહસ્ર, હજાર; અણગાર–સાધુ; ભલઉ–સુંદર સોવનમય–સુવર્ણમય; અતિચંગ–અત્યંત સુંદર; ધ્રમ–ધર્મ; દેસણા–દેશનો, ઉપદેશ; વીર–ભગવાન મહાવીર; વાંદિવા–વંદન કરવા; ગ્રભવાસ–ગર્ભવાસ; નિકંદિવા–એનું નિકંદન કરવા, એને દૂર કરવા; ત્રિણ્હિ–ત્રણ; ચંદના–ચંદનબાળા.

**ઢાલ ચોથી (પૃ. ૬૩)** – આ ઢાલમાં એક ભીલના પ્રસંગને અનુલક્ષીને ભગવાન મહાવીર જે ઉપદેશ આપે છે તેનું વર્ણન કરવામાં આવ્યું છે.

એ પ્રસંગે એક ભીલ આવીને ઊભો અને એણે દૂરથી ભગવાન મહાવીરને પૂછ્યું : "જાસા સાસા." ભગવાને ઉત્તર આપ્યો : "જાસા સાસા."

આ સાંભળીને ત્યાર પછી ગૌતમ સ્વામીએ ભગવાનને પૂછ્યું : "એ ભીલે આપને શું પૂછ્યું ? આપ એ વિશે ખુલાસો કરો જેથી સહુ પરમાર્થ ગ્રહણ કરે."

ભગવાને કહ્યું, "એ ભીલે પોતાની ભગિની સાથે ગૃહવાસ કર્યો હતો. પરંતુ પછીથી સંશય થતાં તે મને પૂછવા આવ્યો હતો. પરંતુ આવી પાપની વાત જાહેરમાં કેમ કરીને પૂછે ? એટલે એણે સાંકેતિક રીતે પૂછી હતી જે મેં જાણી લીધી હતી."

આ પ્રસંગે ઉપદેય આપતાં ભગવાને કહ્યું, "વિષય કરતાં તો વિષ સારું, કારણ કે વિષ એક વાર મારે છે, જ્યારે વિષયવાસના તો અનેકવાર મારે છે.

વિષયની તૃપ્તિ થતી નથી. ખરજવું થયું હોય તે માણસને જેમ ખંજવાળ આભાસી સુખ ઉપજાવે છે તેવું આભાસી સુખ વિષયી માણસને વિષયવાસના ઉપજાવે છે. જે માણસો કામભોગ છોડી દે છે તે ધન્ય માણસો યશ પામે છે, અને ભવસાગર જલદી તરી જાય છે."

ભગવાનનો ઉપદેશ સાંભળીને એ ભીલે ભગવાન પાસે સંયમ ધારણ કર્યો.

ભયવં–ભગવન્; ભગની સું ઘરવાસ–બહેન સાથે પત્ની જેવો વ્યવહાર કર્યો; સાંસઉ–સંશય; ત્રિપતિ–તૃપ્તિ; કડુયઉ નીબંડઉ– કડવો લીંબડો; હેલા–સરળતાથી.

**ઢાલ પાંચમી (પૃ. ૬૪)**–એ પ્રસંગે મૃગાવતીએ ભગવાન મહાવીરને કહ્યું, "હે પ્રભુ! મને ભવનાં બંધનોમાંથી છોડાવો." ભગવાને મૃગાવતીને પ્રતિબોધ આપ્યો. એથી એમણે ચંડપ્રદ્યોતને પૂછીને દીક્ષા લેવાનો વિચાર કર્યો. એણે ચંડપ્રદ્યોત પાસે જઈને કહ્યું, "હે રાજન્! તમારી બુદ્ધિ વિપરીત કેમ થઈ છે? પરદારાને સેવનારો પુરુષ અધમ કહેવાય છે. ભગવાન મહાવીરનાં વચનો સાંભળી, સંસારની અસારતા સમજી મેં દીક્ષા લેવાનો નિશ્ચય કર્યો છે માટે મને અનુમતિ આપો." રાજાએ લજ્જા અનુભવતાં મૃગાવતીને અનુમતિ આપી.

એ પછી ઘરે આવી મૃગાવતીએ ઉલ્લાસપૂર્વક દાન આપ્યું, પછી વીર પ્રભુ પાસે જઈ, ચરણ વાંદી, પંચમુષ્ટિ લોચ કરી, પ્રભુના હસ્તે દીક્ષા લીધી. મૃગાવતીને દીક્ષા લેતાં જોઈ ચંડપ્રદ્યોતની અંગારવતી વગેરે આઠ રાણીઓએ પણ દીક્ષા લીધી. જે ભીલે દીક્ષા લીધી હતી એણે ચોરોને ઉપદેશ આપ્યો અને એ રીતે ૪૯૯ ચોરોએ પણ દીક્ષા લીધી. જો કે ચોરોની પત્નીઓએ સંયમ સ્વીકાર્યો નહિ.

ઉપગારી–ઉપકારી; પ્રતિબૂધી–પ્રતિબોધ પમાડી; રતન્ન–રત્ન; મુનીસર–મુનીશ્વર; સુહિલી–સહેલી; સાધ–સાધુ; સત્રૂ–શત્રુ; મિરષા–મૃષા, અસત્ય; ત્રિણ–ત્રણ; વેયાવચ્ચ–સેવાચાકરી; પરીસા–પરીષહ.

**ઢાલ છઠ્ઠી (પૃ. ૬૬)**–મૃગાવતીએ દીક્ષા લીધી તે પછી ભગવાન મહાવીરે સંયમધર્મ પાળવાનો જે ઉપદેશ આપ્યો તેનું વર્ણન આ ઢાલમાં કવિએ કર્યું છે. એટલા માટે કવિએ આ ઢાલને 'હિતશિક્ષાની ઢાલ' તરીકે ઓળખાવી છે.

સાધ્વી મૃગાવતીને ઉપદેશ આપતાં ભગવાને કહ્યું, "હે મૃગાવતી! તું સારી રીતે દીક્ષા પાળજે. તું દુર્લભ દીક્ષા પામી છે અને માટે તું હવે મુક્તિ-

ગામી છે; ઇન્દ્રની પદવી મેળવવી સહેલી છે, પણ સાધુસાધ્વીની પદવી મેળવવી દુર્લભ છે. પાંચ પ્રકારના પ્રમાદમાં તું રાચતી નહિ. પહેલાં તેં સતી તરીકે ઉજ્જવળ જીવન બતાવ્યું. હવે સાધ્વી તરીકે તું વિશેષ ઉજ્જવળ જીવન બનાવજે. આગમ જ્ઞાન એ તો દીવો છે અને જિનવરવાણી એ તો અમૃત છે. એ તું પ્રાપ્ત કરજે. જ્ઞાન સાથે ક્રિયા પણ કરજે. જ્ઞાન વિના ક્રિયા આંધળી છે અને ક્રિયા વિનાનું જ્ઞાન પાંગળું છે. આંધળો અને પંગુ બંને પરસ્પર સહકારથી જેમ નગરીમાં પહોંચી જાય છે તેમ જ્ઞાન અને ક્રિયાના સુમેળ વડે માણસ મુક્તિપુરી પહોંચી જાય છે.

"ગુરુ અને ગુરુણીનાં વચન તું લોપતી નહિ. તેઓ બોધ આપતાં હોય ત્યારે તું ક્રોધ કરતી નહિ. પંચ મહાવ્રતોને સારી રીતે પાળજે અને આહારના બેતાલીસ દોષોને ટાળજે. ગૃહસ્થ જીવનના પ્રસંગોને યાદ કરી, તેમાં રસ લઈ તું ચારિત્રનો ભંગ કરતી નહિ. કુટુંબ ઉપર માયા આણતી નહિ કે જૂનાં સગપણ-સ્નેહને સંભારતી નહિ; અસત્ય બોલતી નહિ. તૃણ, મણિ અને કંચન એ બધાંને સરખાં માનજે અને મનમાં સમતાભાવ રાખજે. બધાંની વેયાવચ્ચ કરજે અને દસ પ્રકારની સમાચારી ધારણ કરજે. કોઈની સાથે ક્રોધ કરતી નહિ અને માર્ગમાં ચાલે ત્યારે જીવજંતુ જોઈને, જયણાપૂર્વક ચાલજે. તું કોઈ પણ બાબતમાં માન કરતી નહિ. લોભ-લાલચનો ત્યાગ કરજે, કારણ કે લોભ કરનારની શોભા રહેતી નથી. સાધુ-સાધ્વીના બાવીસ પરીષહ સહન કરજે. અત્યંત ઉત્કૃષ્ટ પ્રકારની રહેણી રાખજે. સંયમનો ભાર ભલી રીતે વહજે; સાધ્વી ચંદનબાલાની આજ્ઞામાં રહેજે."

આ પ્રમાણે ભગવાન મહાવીરે સાધ્વી મૃગાવતીને અમૃતકુંપી સમાન ઉપદેશ આપ્યો અને એને સાધ્વી ચંદનબાલાની શિષ્યા તરીકે સ્થાપવામાં આવ્યાં. ભગવાને ચંદનબાળાને કહ્યું, "મૃગાવતી રાજા ચેટકની કુંવરી છે અને રાજા શતાનીકની રાણી છે. એને તમારી પાસે સારી રીતે રાખજો અને સાધ્વીનો સઘળો આચાર એની પાસે પળાવજો."

ચંગી–સુંદર; ચઉદ પૂરવધર–ચૌદ પૂર્વધર, ચૌદ પૂર્વનું જ્ઞાન ધરાવનાર; વિશેષા–વિશેષપણે; કિરિયા–ક્રિયા; નાણે–ન આણતી; સમાચારી–સાધુ-સાધ્વીને પાળવાના આચાર; સાધનો–સાધુનો, સાધ્વીનો; સગલઉ–સઘળો.

દુહા (પૃ. ૬૮) – ભગવાન મહાવીરે ત્યાર પછી અન્યત્ર વિચાર કર્યો. ઉદયન કૌશાંબીનો રાજા બન્યો. ચંડપ્રદ્યોત પણ ઉજ્જયિનીની નગરી પહોંચ્યો. ઉદયન સુખમાં દિવસો વિતાવવા લાગ્યો. કવિ કહે છે કે ત્યાર પછી ચંડપ્રદ્યોતને

વાસવદત્તાનું અપહરણ કર્યું, પણ તેની વાત ઘણી લાંબી છે માટે તે અહીં કહેવામાં આવતી નથી.

બીજી બાજુ રાજા ઉદયન પોતાની માતા સાધ્વી મૃગાવતીનું વારંવાર સ્મરણ કરવા લાગ્યો અને પોતાની માતાનાં દર્શન કરવા માટેની ધન્ય ઘડીની રાહ જોવા લાગ્યો.

અનેથ–અન્યત્ર; ઠવ્યઉ–સ્થાપવામાં આવ્યો; નિત્ત–નિત્ય.

**ઢાલ સાતમી (પૃ. ૬૮)** – વિહાર કરતાં કરતાં એક વખત ભગવાન મહાવીર કૌશાંબી નગરીમાં પધારે છે અને ત્યાં ઉપદેશ આપે છે તે પ્રસંગનું વર્ણન આ ઢાલમાં કરવામાં આવ્યું છે.

ભગવાન મહાવીર જ્યારે કૌશાંબી નગરીના ઉદ્યાનમાં સમવસર્યા ત્યારે દેવોએ સમવસરણની રચના કરી. બાર પર્ષદા બિરાજમાન થઈ છે. પ્રભુ હિતકારક ધર્મોપદેશ આપવા લાગ્યા છે. તે પ્રસંગે સાધ્વી ચંદનબાળા પણ મનમાં ઉલ્લાસ આણી, સાધ્વી મૃગાવતી સાથે વંદન કરવા આવ્યાં છે.

વનપાલકે ઉદયન રાજાને ભગવાનના આગમનની વધામણી આપી. રાજા પોતાના અંતઃપુર સાથે પ્રભુના વંદનાર્થે આવે છે અને વંદન કરી, બે કર જોડી સામે બેસે છે.

તીર્થંકર ભગવાન ઉપદેશ આપે છે, જે સાંભળતાં કર્મકલેશ ભાંગે છે. પ્રભુ કહે છે, "હે રાજન્! સંસાર અસાર છે અને જન્મ, જરા વગેરેનાં દુઃખોનો ભંડાર છે. વિષયનાં ફળ ઘણાં વિરૂપ છે. સુખ થોડું છે અને દુઃખ ઘણું મોટું છે. સુખ સરસવના દાણા જેટલું છે અને દુઃખ મેરુ પર્વત જેટલું છે. માટે આત્મહિત જાણી તું વિષયવાસનાથી વિરમ, કારણ કે વિષયનાં ફળ કિંપાક જેવાં છે અને પરભવમાં દુર્ગતિનાં દુઃખ આપનાર છે.

"જ્યારે મૃત્યુ આવે છે ત્યારે પુત્ર કે પત્ની એ કોઈનું શરણ કામ લાગતું નથી. હાથી, ઘોડા, રથ એ કશું જ સાથે આવતું નથી. પરંતુ કરેલાં પાપ પરભવમાં પણ ભોગવવાં પડે છે."

ભગવાન મહાવીરનાં વચનો સાંભળી, જૈન ધર્મનું રહસ્ય જાણી, ઉદયન રાજાએ શ્રાવકધર્મ પાળી પોતાનો અવતાર સફળ કર્યો.

પરષદ–પર્ષદા, સભા; કેવલન્યાન–જ્ઞાન, પાંચ પ્રકારના જ્ઞાનમાંનું છેલ્લું અને સર્વોત્કૃષ્ટ જ્ઞાન, જે પ્રાપ્ત થતાં મુક્તિ પ્રાપ્ત થાય છે. આદર્યઉ–આદર્યો; અચ્છેર–આશ્ચર્ય; સમગ્ગ–સમગ્ર.

દૂહા (પૃ. ૭૦)–તે સમયે શ્રી વીરપ્રભુને વંદન કરવા માટે સૂર્ય અને ચંદ્ર એ દેવો પણ પોતાના વિમાનમાં આરૂઢ થઈને આવ્યા.

આ પ્રસંગે કવિ દસ પ્રકારની જે આશ્ચર્યકારક ઘટનાઓ જૈન શાસનમાં બની છે અને જે 'અચ્છેરા' તરીકે ઓળખાય છે તેનો નિર્દેશ કરે છે.

પોતાના પુત્ર ઉદયને સૂર્ય અને ચંદ્રની સાક્ષીએ શ્રાવકધર્મ અંગીકાર કર્યો એથી મૃગાવતી ખૂબ આનંદ અનુભવે છે.

અચ્છેરા—જે વાત અભૂતપૂર્વ છે અને અલૌકિક છે અને જેને જોઈને મનમાં વિસ્મય ઉત્પન્ન થાય છે તેને આશ્ચર્ય અથવા 'અચ્છેરા' કહેવામાં આવે છે. એવા દસ અચ્છેરા ભગવાન મહાવીર સ્વામીના નિર્વાણ સુધીના સમયમાં થયેલા જૈન શાસ્ત્રોમાં બતાવવામાં આવ્યા છે : (૧) ઉપસર્ગ (૨) ગર્ભાપહરણ (૩) સ્ત્રી તીર્થંકર (૪) અભાવિત પરિષદ (૫) કૃષ્ણનું અપરકંકાગમન (૬) ચંદ્ર અને સૂર્યનું મૂળ વિમાન દ્વારા આકાશમાંથી ઊતરવું (૭) હરિવંશકુળની ઉત્પત્તિ (૮) ચમરેન્દ્ર–ઉત્પાત (૯) ઉત્કૃષ્ટ અવગાહનવાળા એકસો આઠ એક સમયે સિદ્ધ અને (૧૦) અસંયતની પૂજા. 'અચ્છેરા'ની વધુ વિગત જૈનોના 'કલ્પસૂત્ર' ઇત્યાદિ ગ્રંથોમાંથી મળશે.

**ઢાલ આઠમી** (પૃ. ૭૦) – ચંદ્ર અને સૂર્યની હાજરીને કારણે ચારે બાજુ ઘણું અજવાળું હતું. પરંતુ સંધ્યાસમય થઈ ગયો છે એમ જાણી સાધ્વી ચંદનબાળા વીર પ્રભુને વંદન કરી, પોતાની શિષ્યાઓ સાથે ધર્મસ્થાનકમાં પાછાં આવ્યાં, અને પ્રતિક્રમણાદિ ક્રિયા કરવા લાગ્યાં.

તે સમયે અજવાળું હોવાને લીધે હજુ ઘણા લોકો ભગવાન મહાવીર પાસે હતાં, કારણ કે ભગવાનનાં દર્શનનો આનંદ અનેરો હતો. એ લોકોમાં સાધ્વી મૃગાવતી પણ હતાં. સૂર્ય અને ચંદ્ર એ દેવો પ્રભુને પ્રણામ કરી પોતાના વિમાનમાં ગગનમાં ચાલ્યા ગયા એટલે એકદમ અંધકાર છવાઈ ગયો, કારણ કે રાત પડી ગઈ હતી. એ સમયે પોતાનાં ગુરુણી ચંદનબાળા કે બીજી સાધ્વીઓને ન જોતાં મૃગાવતી ઝંખવાણાં પડી ગયાં. તેઓ પોતાનો અપરાધ સમજી પશ્ચાત્તાપ કરવા લાગ્યાં, કારણ કે સૂર્યાસ્ત પહેલાં પોતાના સ્થાને પહોંચી જવાનો સાધુ-સાધ્વીના નિયમનો તેમનાથી ભંગ થયો હતો. અશ્રુપૂર્ણ આંખે, પ્રભુનું નામ જપતાં જપતાં, પોતાના અપરાધ માટે ક્ષમા માગવાની ભાવના સાથે તેઓ ધર્મસ્થાનકમાં આવી પહોંચ્યાં.

અજુયાલા–અજવાળું; આગન્યા–આજ્ઞા; ધ્રમસાલા–ધર્મશાળા, ધર્મસ્થાનક; પરમાદ–પ્રમાદ.

દૂહા (પૃ. ૭૨)–પ્રતિક્રમણાદિ કરી સંથારા પર સૂતેલાં સાધ્વી ચંદનબાલા ધર્મધ્યાનમાં હતાં ત્યારે મૃગાવતીએ આવીને એમના ચરણોમાં પ્રણામ કર્યા. પરંતુ ધર્મસ્થાનકમાં મોડા આવવાને માટે ચંદનબાળાએ મૃગાવતીને આકરા ઉપાલંભ આપ્યા, કારણ કે ગુરુણી તરીકે તે તેમની ફરજ હતી.

દ્યઇ–આપે છે; ઓલંભા–ઉપાલંભ; આકરા–ઉગ્ર.

**ઢાલ નવમી** (પૃ. ૭૨)–રાસની આ ઢાલ અન્ય ઢાલો કરતાં જુદી જ ભાત પાડે છે કારણ કે તે સિંધી ભાષાની છાંટવાળી છે. ચંદનબાળા મૃગાવતીને જે ઠપકો આપે છે તેનું નિરૂપણ આ ઢાલમાં કરવામાં આવ્યું છે.

કીતા–કીધા; રાતિ–રાત્રે, દિવસ આથમી ગયા પછી; બિચિ–વચ્ચે; બહુ–બહુ; પરમાદ–પ્રમાદ; સાધિકા–સાધુ–સાધ્વીઓનો; તિહિ વાસ્તઈ–તે માટે; ચલ્લિ–ચાલી; ધી–દીકરી; ચેડા રાય–ચેટક રાજા; અઉરણુ–બીજાઓની; ભઈણિ–બહેન; સબ્બુ–બધાં; દાઢા–દૃઢ; પાલઈ સીલ–શીલ પાળે છે; જીઉડી–જીવની; આલોયણ–આલોચના, પાપની આલોચના; ઘિણ્ણુ–ઘણું; સિક્ખ–ઉપદેશ; તુસાડા–તારા; સચ્ચ–સાચું; સિંધુ ભાષા–સિંધ દેશની તે સમયની ભાષા.

**ઢાલ દસમી** (પૃ. ૭૩)–ચંદનબાળાએ ઘણા ઉપાલંભ આપ્યા છતાં મૃગાવતીએ તે માટે મનમાં જરા પણ ઓછું ન આણ્યું. તે તો પોતાના અપરાધ માટે, પ્રમાદ માટે વારંવાર ક્ષમાયાચના કરવા લાગ્યાં. એમની આંખમાં આંસુ વહેવા લાગ્યાં. ગુરુણીને દુભવવા માટે પોતે પોતાને ધિક્કારવા લાગ્યાં અને ગુરુણીની ક્ષમા માગવા લાગ્યાં. જે સાધુ-સાધ્વીઓ નિરતિચાર સાધુજીવન પાળે છે અને આઠ કર્મનો ક્ષય કરી મોક્ષે સિધાવે છે તેમને ધન્યતા આપવા લાગ્યાં.

આ પ્રમાણે શુભ ભાવના ભાવતાં ભાવતાં, શુભ ધ્યાન ધરતાં ધરતાં મૃગાવતીએ પોતાનાં ઘાતી કર્મોનો ક્ષય કર્યો અને કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું.

નાણી–ન આણી; નિરમજાદ–નિર્મર્યાદ; અતિચાર–પાપ; મુગત–મુક્તિ, મોક્ષ; ઘાતિયા–ઘાતી કર્મ–જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય એ ચાર પ્રકારનાં કર્મ ઘાતી કર્મ છે. તતખિણ–તત્ક્ષણ; પરતિખ–પ્રત્યક્ષ; મુગતાફલ–મુક્તાફલ, મોતી; અવદાત–વૃત્તાન્ત; ગુનહ–ગુનો; અણગાર–સાધુ; ખમાવતી–ક્ષમા માગતી; ગ્યાન–જ્ઞાન; કરમ–કર્મ.

**દૂહા (પૃ. ૭૪)** – દુહાની આ કડીઓમાં કવિએ મૃગાવતી અને ચંદનબાળાનો પ્રસંગ વર્ણવ્યો છે. મૃગાવતી રાત્રે પોતાનાં ગુરુણી ચંદનબાળાના પગ દબાવે છે. ચંદનબાળા નિદ્રામાં છે. તે સમયે એક કાળો સાપ ચંદનબાળા પાસેથી નીકળ્યો. મૃગાવતીએ સમયસૂચકતા વાપરી ચંદનબાળાનો હાથ ઊંચો કરી લીધો. તરત ચંદનબાળા જાગી ગયાં. તેમણે મૃગાવતીને હાથ ઊંચો કરવાનું કારણ પૂછ્યું. મૃગાવતીએ ચાલ્યો જતો સાપ બતાવ્યો. પરંતુ અંધારામાં એ સાપ ચંદનબાળાને દેખાતો નહોતો. અલબત્ત, અંધારામાં એ સાપ મૃગાવતીને દેખાતો હતો. એથી ચંદનબાળાને ખાતરી થઈ કે મૃગાવતીને જ્ઞાન થયું છે.

કાલઉ–કાળો; સુદાખિણુ–સુદાક્ષિણ્યવાળી; આવતઉ–આવતો; અસેસિ–અશેષ, પૂર્ણ; ઇરછ–'ભલે'ના અર્થમાં જૈન પારિભાષિક શબ્દ; અહિ–સાપ; અપ્રતિપાતિ–મુશ્કેલી વિના.

**ઢાલ અગિયારમી (પૃ. ૭૫)** – ચંદનબાળાએ જ્યારે જાણ્યું કે મૃગાવતીને કેવળજ્ઞાન થયું છે ત્યારે એમને આનંદાશ્ચર્ય થયું. એમણે મૃગાવતીને મનથી ધન્યવાદ આપ્યા, અને પોતે જે ઉપાલંભ આપ્યા હતા તે માટે પશ્ચાત્તાપ કરવા લાગ્યાં. કેવળજ્ઞાનીની વિરાધના કરવાનું પોતે ઘણું મોટું પાપકર્મ કર્યું છે એમ સમજી પોતે પોતાની જાતને ધિક્કારવા લાગ્યાં. આ પ્રમાણે આત્મનિંદા કરતાં કરતાં ચંદનબાળાને પણ કેવળજ્ઞાન પ્રાપ્ત થયું. કવિ કહે છે કે ગુરુથી કેવળજ્ઞાન પામ્યાના પ્રસંગો તો સ્વાભાવિક ક્રમના છે, પરંતુ શિષ્યાથી કેવળજ્ઞાન પામ્યાનો ચંદનબાળાનો પ્રસંગ તો વિરલ છે.

ત્યાર પછી અનુક્રમે ભગવાન મહાવીરે ત્યાંથી વિહાર કર્યો અને એમની સાથે મહાસતી ચંદનબાળા અને મૃગાવતીએ પણ વિહાર કર્યો. એમ કરતાં ક્રમશઃ પોતાનું આયુષ્ય પૂર્ણ કરી સાધ્વી મૃગાવતી મોક્ષે સિધાવ્યાં.

પછતાપ–પશ્ચાત્તાપ; નઉ–નો; સનૂર–તેજસ્વી; અચરિજ–આશ્ચર્ય; આરિજ–આર્યા, જૈન સાધ્વી માટે વપરાતો શબ્દ; વહિલઉ–વહેલું; પડૂર–મોટું; સાથઈ–સાથે; ચ્યાર કરમનઉ–ચાર કર્મનો; નિરવાણ–નિર્વાણ, મોક્ષ; સીલ–શીલ, ચારિત્ર.

**દૂહા (પૃ. ૭૬)** – ઉદયન રાજા કૌશાંબી નગરીમાં આવ્યા. એમના આગમનથી પ્રજા ખૂબ પ્રસન્ન થઈ. રાજા ન્યાય અને નીતિથી રાજ્ય કરવા લાગ્યા. એમણે એક જિનપ્રાસાદ બનાવડાવ્યો અને એમાં જીવિત સ્વામીની પ્રતિમાની

સ્થાપના કરી અને પોતે રોજ એની પૂજા કરવા લાગ્યા. રાજાએ વિવિધ ધર્મકાર્યો વડે લોકોમાં પોતાની કીર્તિ પ્રસરાવી.

જીપઈ–જીતે; અરિ–દુશ્મન; ષડ વર્ગ–૭ પ્રકારના; અમારિ–પ્રાણીઓ મારવાની મનાઈનો હુકમ.

**ઢાલ બારમી** (પૃ. ૭૬) – રાસની આ છેલ્લી ઢાલમાં કવિવર સતી સાધ્વી મૃગાવતીના શીલનો મહિમા વર્ણવે છે અને રાસના રચનાસ્થળ તથા રચના સમયનો નિર્દેશ કરે છે. કવિએ આ રાસને 'મોહનવેલ' એવું અપર નામ આપ્યું છે. રાસની રચના કવિવરે સંવત ૧૬૬૮માં સિન્ધુ દેશના મુલતાન નગરમાં, ખરતર ગચ્છીય જેસલમેરા શ્રાવક કર્મચન્દ્ર રીહડના આગ્રહથી કરી હતી.

સંધિ–સિંધી; સિહર–શહેર; મરમ–મર્મ, રહસ્ય; ધ્રમ–ધર્મ; તસુ–તેના; પૂરબ–પૂર્વ; ભાંજિસ્યઈ–ભાંગશો; સુહઈ–શોભે; મુંદ્રડી–વીંટી, રસવતી–રસોઈ; ચઉપઈ–ચોપાઈ; આસીસા–આશિષ; દ્યઈ–આપે છે.